પુષ્પ–વાટિકા ]       શ્રી સરસ્વત્યૈ નમઃ       [ પુષ્પ–૩૮ મુ

મહારાષ્ટ્ર વીર શિવાજી સંસ્થાપિત હિન્દુ–રાજ્યની પડતીનો ઇતિહાસ

# છેલ્લા આંસુ

: અથવા :

## આંસુનો અભિષેક.

* ભાગ બીજો. *

અધ [illegible]ની અભિમાનમાં છલકાશો [illegible]ના કોઈ,
દુઃખ દુ[illegible]ખીના દેખીને મલકાશો મોં [illegible].
આંખ તમારી ખોલજો ઉત્પન્ન થતાં અગાઉ,
છેલ્લા આંસુ વેરતાં લખે સદાશીવ ભાઉ.

પ્રયોજકઃ—શ્રી. "[illegible]"
વાડીફળીઆ પગથીઆ[illegible]રી—સુરત



:પ્રકાશકઃ
બહામી બ્રધર્સ ( બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ ટાવર રોડ–સુરત )

—:સોલ એજન્ટ:—
શ્રી સરસ્વતી મંદિર.
કણપીઠ બજાર—યુનીયન સ્કુલ પાસે—સુરત.

આવૃત્તિ પ્હેલી]       ઈ. સ. ૧૯૨૯       [પ્રત ૨૦૦૦

મૂલ્યઃ આના આઠ.

# બે શબ્દ.

ભગવતી શારદાના ચરણમા મ્હારી સાહિત્ય-વેલીનુ આ આઠમીસમું ફૂલડુ હુ આજ ધરી રહ્યો છુ તેની એને હમેશ પરિમલભીનુ અને પ્રફુલ્લ રાખે, એજ અભિલાષા

પ્રથમ ભાગમા લખ્યા પ્રમાણે આ એક ઐતિહાસિક વસ્તુ છે, પરતુ તે અમુક અશે, અક્ષરશ નહિજ. જો કે આમા વર્ણવાયલા ઐતિહાસિક અને કાલ્પનિક ઉભય પ્રસગો માટે પહેલા ભાગમા મ્હારે જે કઇ જણાવવાનુ હતું, તે હુ જણાવી ચૂક્યો છુ તેમ છતા એને વસ્તુની આખીયે ઈમારત દતકથા કે કલ્પના ઉપર નહિ પરતુ સત્ય ઐતિહાસિક સ્થભો ઉપર જ ચણાઈ હોવા છતા મ્હને આશા છે, કે ઘણાને એ ગમશે અને ઘણાને એ નહિ ગમે કોઈક એને વખાણશે, તો કોઈક એને વખોડશે

કેટલીક વાર એમ બને છે, કે નાટકના તખ્તા ઉપર કે સીનેમાની સ્ક્રીન ઉપર બે પાચ વર્ષના ગાળાના પ્રસગો સમય અને સજોગના અભાવે એક પાછળ એક બતાવી ચલાવી લેવા પડે છે, અને તે જ પ્રમાણે પ્રસ્તુત નવલકથામા પણ “ યમુનાનુ પકડાવુ ને છૂટવુ,' જનમતનુ દિલ્હી જવુ ને ત્યાથી ફરી પાછા ફરવુ, યમુનાએ એક પુષ્પમા શ્રાપ દઇ દરબાર છોડી જવો ને તરત જ તે પછીના બીજા પુષ્પમાં બુદ્ધના ચૈત્યહાનમા પાછા આવી પહોચવુ, ' એવા એવા કઈક પ્રસગો વચ્ચે સમયના ઓછા-વત્તા અતર હોવા છતાં રસિકતા

જાળવી રાખવા માટે મરજીયાત કે મનસ્વી નહિ પરન્તુ ફરજીયાત છુટ લઈ ચલાવી લેવું પડયુ છે.

અને શૈલી માટે તો મ્હારે કહેવાનુ છે જ નહિ ગુજરાતી નવલ-કથામાં ગદ્ય સાથે રંગભૂમિની માફક બેતબાજીની પદ્યમય ઝમક આટલા પ્રમાણમા મિશ્ર કરવા માટેની નવીનતાની પ્હેલ મ્હે જ પાડી છે, અને તે હુ કવી ન્હાનાલાલના અપદ્યાગદ્યની માફક અંત પર્યંત નિભાવી રાખવા જ માગુ છુ, એટલે એ વિષયમા કોઈ ચર્ચા-ઉહાપોહ કે ટીકા કરે તો મ્હારે કાચબા જેવી પીઠ રાખ્યે જ છુટકો

બાકી આખાય પુસ્તક અગર તો એમાના અમુક ભાગ કે પ્રસંગ ઉપર, યા તો એમા દર્શાવાયલા મ્હારા વિચારો ઉપર કોઈ વાંચક-બંધુને ટીકા-ચર્ચા કે સૂચના કરવાની હોય, તો તે સાભળવા માટે-તેનો પ્રત્યુત્તર આપવા માટે-તે સ્વિકારવા માટે મ્હારી ઉગતી કલમ હમેશા તૈયાર છે.

સુજ્ઞ પાઠકો મ્હારા આ નૂતન સાહસને પ્રેમથી વધાવી મ્હને આગળ વધવા ઉત્સાહિત અને ઉત્તેજિત કરે, અને પ્રભો' એ માટે પૂરતુ પ્રેરણા બળ હૃદયે સીંચે એજ એક માત્ર અભિલાષા'

| ચૈત્રી પૂર્ણિમા | ભવદીય. "પુષ્પ" | વાડીફળીઆ પગથીઆ |
| --- | --- | --- |
| ૨૩-૪-૨૯ | ચમનલાલ હીરાલાલ બદામી | શેરી-સુરત. |

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "મહેશ્વર" પ્રિન્ટીંગ
પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી.

# છેલ્લા આંસુ

## ભાગ બીજો

## પુષ્પ: ૧

### “અંતરના કોયડા.”



“હજુ પણ માન, યમુના! જો, ત્હારા આ તમામ દેશબંધુઓ ત્હારી તરફ દયામણે ચ્હેરે જોતાં ઉભા છે. એમના જીવન-મરણની દોરી ખેંચવાનું યંત્ર આજ ત્હારા હાથમાં છે. ત્હારી એકલી જાતને ભોગે તું આ તગામને બચાવી શકે છે. વિચાર કર, અને...”

“મ્હારે કંઈ જ વિચાર નથી કરવો. વીર પુરુષો પોતાની માતા-બ્હેનની આબરૂને પ્રાણથી પણ વિશેષ મોંઘી અને વ્હાલી સમજે છે. બાદશાહ! એ કંઈ યવન-સૈનિકો ન જોયાં, કે જે પોતાની પ્રતિષ્ઠા ગુમાવીને પ્રાણ રક્ષવાની કલ્પના સરખીયે કરે.

ટીપાં તો શું પણ કેમ ના અહિં લોહીની નાકો વહે,
ઉમરે બધાંયે આ અમર એકે નહિ બાકી રહે.
આંસુને બદલે આંખથી કદી રક્તની ધારા સરે,
અફસોસની જગ્યે મુખેથી લાલ અંગારા ઝરે.

પાણીને બદલે જો કદાપી ઝેર પણ પીવાં પડે,
તો તેય પણ પીતાં અમારાં હોઠ આ ના ફફડે.
દમશે અમારા દેહને પણ દીલ દમી શકશે નહિ,
નમશે કદાચિત્ હાથ પણ હૈયાં નમી શકશે નહિ."

"જો ત્હારા મગજમાં એવો જ પવન હોય, તો જોજે, હું હાથ અને હથીઆર તો નમાવી ચૂકયો છું, હવે મસ્તક અને મુકુટ પણ કેવી રીતે નમાવું છું..."

"જો શાહી સત્તાનું એવું ગુમાન હોય, તો તે તમે ભૂલી જજો, મહમદશાહ!

ઘોરી ગયો ગીઝની ગયો અલ્લાઉદ્દીન અભિમાનમાં,
ને કતલ નાદીર થઇ ગયો... આખીર કત્લે આમમાં.
અલ્લાહ ઓ અકબર અખિલ સામ્રાજ્યના સુલતાનના,
અ તે થયા શા હાલ? એ ઇતિહાસ કબ્રસ્થાનમાં.
તૈમુર... અવરંગઝેબમાં કોણે અમર જીવન કર્યાં?
એ તાજ જુમ્મા ને કુતુબમિનાર કોણે વાપર્યાં?

* * * *

મોંઘુ મયૂરાસન મૂકી... એ શાહજહાં પોઢી ગયો,
નિજ શાન ને અભિમાન ને આ જાનને છોડી ગયો.
નિજ રાજ કે નિજ તાજ એકે આજ સંભાળ્યા કયા?
આવ્યા હતા એવા ઉઘાડી મુઠ્ઠીએ ચાલ્યા ગયા.
સત્તા અરે એ તો અહીં ક્ષણ વારની મહેમાન છે,
કોને ખબર કાલે ન્હને શું ઇશ્વરી ફરમાન છે?"

"કાલની વાત કાલે. હું તો આજમાં-અત્યારે જે થઈ શકે એમાં જ માનનારો છું. આ ક્ષણે હું જે ધારૂં તે કરી શકવા શક્તિમાન છું,"

"એ શક્તિ એમની એમ અલોપ થઈ જશે. શાહ! આંખો ઉઘાડી રહી જશે, અને ન ધારેલું—ન કલ્પેલું પાપણના પલકારામાં બની જશે.

એવીજ જો જકડા તમારી મમત ઉપર વાત છે,
તો હુંય આજે જોઉં છું કોની ખરી તાકાત છે?
ઉન્મત્ત શાહની ખોપરીમાં છૂટેલું જો શૂર છે,
તો જોઇશું ઝૂકાવવા કોની હવે મકદૂર છે?
જો બાદશાહી દીલની એવીજ આજે ધૂન છે,
તો એય આજે જોઇ લે કે ખૂન સાટે ખૂન છે.
માટે કહું છું છેડતાં પ્હેલાં આ ઝેરી નાગ છે,
પાણીની સાથે પાણી તેમજ આગ સાથે આગ છે."

"યમુના! જો સુલતાનની સત્તાનો સ્વાદ જ ચાખવા માગતી હોય, ભણકારા જ સાંભળવા માગતી હોય, તો સાંભળ...

ભડકા તમારી આગના પાણી બની બૂઝાવશું,
ને તમારા એ ધુમાડામાં તમોને મૂઝાવશું.
ઉગામશો જો હાથ તો એ હાથ તોડી પાડશું,
લંબાવશો જો જીભ તો એ જીભ ખેંચી કાઢશું.
સુલતાનની સ્હામે થવામાં સ્હેજ પણ નહિ સાર છે,
દેખાય ખાલી પણ તમંચામાં ભરેલો બાર છે.
માથું તમારૂં ઉંચકો એટલી જ બસ અહીં વાર છે,
મ્હારી ઇશારત થઇ નથી...બાકી બધું તૈયાર છે.

બચાવો ?"

"તો ભલે શાહની એ ઇચ્છા પૂરી થાય."

અને આટઆટલાં સમજાવટના–ધમકીના પ્રયાસે પણ જ્યારે શાહ પોતાની બૂરી મતલબ પાર પાડવામાં ન જ ફાવ્યો, ત્યારે એને એની હિંમત ઉપર માન છૂટયું. એણે ગંભીર અવાજે યમુનાને ઉદ્દેશી પોતાની ચાલબાજીના પાસાનો બીજો દાવ ફેંકી જોયો. "યમુના ! ત્હારી વીરતાએ મ્હારી શકિતને મ્હાત કરી છે, ત્હારા શૂરાતની શબ્દોએ મ્હારા હૃદયના તારોને ઝણઝણાવી મૂકયા છે. સુંદરી ! હું ત્હને અહીંથી ત્હારે વતન સહીસલામત જવા દઉં, તો તું ત્હારા અને ત્હારા આ દેશબંધુઓના છૂટકારાના બદલામાં દિલ્હીના શાહને કેટલી રકમ પેશ્વા પાસે અપાવી શકે એમ છે ?"

"એક ફુટી બદામ પણ નહિ. લાંચ–રૂસ્વત ! અને તે પણ કોને ? તમને...અમારા દુશ્મનોને ! કુહાડીમાં હાથો આપી મ્હારા જ પગમાં–મૂળમાં હું ઘા મારૂં ? શાહ સાહેબ ! એ આશા તો તમે સ્વપ્નેય મા રાખશો. સ્વતંત્રતાને ભોગે–સ્વમાનને ભોગે અમારે આ નાશવંત શરીરોની રક્ષા નથી કરવી..."

"કેવળ પૈસાના બદલાની જ નહિ, બલ્કે સાથે સાથે કોઈ પણ દિવસ દિલ્હીના શાહ સ્હામે તલવાર ન તાણવાના પ્રતિજ્ઞાપત્ર અને ખંડણી..." બાદશાહના સેનાપતિએ એમાં ઉમેરો કરવા જીભ લંબાવી.

"બસ કરો. તલવાર ! અને તે ન તાણવાની પ્રતિજ્ઞા મરેઠી વીરો લે ! ઓ શૂરવીર સેનાપતિ સાહેબ ! એ બધી બાયલી વાતો અને નમાલી શરતો જનાનખાનામાં રાતદિવસ ગોંધાઈ રહેતી તમારી પડદેનશીન અને નકાબપોશ બેગમો–બીબીઓ અને બાંદીઓને જઈ

સંભળાવજો. એ તમને અને તેમને જ મુબારક ! એક મહારાષ્ટ્રીય વીરાંગના પાસે એવી છોકરાં સમજાવવાની નાદાનીની રમતો ન રમવાની હોય, સમજ્યા ?"

"એમ છે, તો હું પણ જોઉં છું, કે જે જનાનખાનાની તું અત્યારે ઠેકડી કરે છે, તે તું જાતે જ કેવી રીતે શોભાવી બતાવે છે! ખાન ! તમામ કેદીઓને એની નજર સ્હામે ગરદન માર...ચલાવ..."

"ઓ નિષ્ઠુર નર–રાક્ષસ ! આનો–આ પૈશાચિક હત્યાકાંડનો બદલો હું જીવીશ તો પૂરેપૂરો વાળીશ."

"તું એક નાદાન છોકરી ! કમીના ઔરત જાત ! મ્હને શું કરી શકવાની હતી ?"

"એ વખત આવે બતાવીશ... દિલ્હીપતિ !

મદમસ્ત હાથી ઘૂમનો મચ્છર હણે છે સ્હેજમાં,
લાખો જીવનને પોષતો ન્હાનો રવિ નિજ તેજમાં.
ન્હાની ગણાતી આંખ આ આખું જગત્ દેખી શકે,
ન્હાનો ગણાતો હાથ ગ્રંથો લાખ આલેખી શકે.
ન્હાનું મનાતું દીલ આખા વિશ્વને વીંટી શકે,
ન્હાની ગણાતી જીભ આખા જગતને જીતી શકે.

*　　*　　*　　*

મસ્તક જુઓ મ્હોટું ને ન્હાનું નાક આ દેખાય છે,
પણ તે છતાંયે નાકની કિંમત વધુ લેખાય છે.
ન્હાના છતાંયે પુષ્પની પરિમલ બગીચે નીતરે,
કચરું નજીવું પણ નયનથી આંસુની ધારા સરે.

*　　*　　*　　*

હીરાકણી ન્હાની છતાં એ કાચ મ્હોટા કાપતી,
કંસારી ન્હાનું જીવ પાના લાખ કોરી નાખતી.
ન્હાનું જણાતું છિદ્ર આખા નાવને ઉંધું કરે,
ન્હાનું દીપકનું કોડીઉં...કીરણો કરોડો પાથરે.
દેખાવડી કાયા તમારી જીંદગીનો કાળ છે,
ન્હાની છતાં સુલતાન શૂરા સિંહની આ બાળ છે.

માટે એવું કંઈ અવિચારી અને ઉતાવળીઉં પગલું ભરતાં પ્હેલાં પૂરેપૂરી સંભાળ રાખજો."

"ફિકર નહિ, એ સિંહના સંતાનના દાંત કેવી રીતે તોડી પાડવા? એને કેવી રીતે ગરીબ મેંઢા જેવું બનાવી–વશ કરી પિંજરમાં પૂરવું, એ આ મહમદશાહ સારી રીતે જાણે છે. એને માટે એ બહુ મુશ્કેલ નથી. ખાન! ચલાવ... એક પછી એક ગરદન ઉડાવ..."

પછી એની આંખો આગળ એના જાતિભાઇઓના ધગધગતા લોહીના છંટકાવ થવા શરૂ થઈ ગયા. એ બાપડીએ લાચાર દશામાં આંખો મીંચી દીધી. એ હૃદયભેદક કીકીઆરીઓ એના અંતરને વલોવી નાખતી હતી, પણ એ બધું એણે મુંગે મુખે સહન કર્યું. જ્યારે બાદશાહના આગ્રહથી એણે પોતાની આંખો પાછી ઉઘાડી ત્યારે એણે શું જોયું? એના પગ આગળ સેંકડો શૂરવીરોના ધડ અને મસ્તકોના ઢગલા ખડકાયાં હતાં. અને એ ઢગલાની પાસે એનો પ્રેમી–પ્રિયતમ બંદીવાન યશવંત મસ્તક નમાવી અડગ વીરતાથી પોતાના માથાનું દાન કરવા ઘુંટણીએ પડયો હતો. યમુનાથી આ છેલ્લું કરૂણાજનક દ્રશ્ય ન જોઈ શકાયું. એ બળ કરી યવન સિપાઇઓના હાથમાંથી હાથ છટકાવી એની પાસે દોડી ગઈ. આંખે આંખ એક

થઈ. અત્યાર સુધી અજબ ધૈર્ય ધારી અડગ હૈયે ઉભેલી એ વીરાંગનાનું કઠોર હૃદય પોતાના પ્રેમીની આ દશા જોતાં જ પીગળી ગયું. એની આંખમાં આંસુ આવી ગયાં. એના પગ એણે એકદમ પકડી લીધા. ગળગળતે કંઠે એ બોલી: "યશવંત! મ્હારા દેવ! મ્હારા નાથ...પ્રભુ..."

એની આંખમાંથી અખંડ પાણીની ધારા વહી રહી હતી, છતાં યશવંતના નેત્રમાં ભીનાશની ઝાંખી સરખીય ન્હોતી. એ એટલા જ ધીર, વીર અને મક્કમ હૃદયથી ઉભો રહ્યા હતો. એ ઉભો થયો. યમુનાને ઉભી કરી એના માથા ઉપર હાથ ફેરવતાં એ બોલ્યો: "યમુના! તું પેશ્વા બાજીરાવના જમણા હાથ જેવા વીર સરદાર મહારાવની પુત્રી, અને મૃત્યુથી ડરે છે? ગભરાઇને રડે છે?"

યમુના આંખો લૂછી ઉભી થઈ ગઇ. એ ખોખરા પણ પ્રેમભીના અવાજે બોલી: "યશવંત! વ્હાલા! આ આંસુઓ મૃત્યુના ભયના નહિ પરન્તુ ત્હારા-મ્હારા સૌભાગ્ય-સૂર્યના અસ્ત થવાના..."

"યમુના! બાપૂની શી ખબર?"

"એ... એ તો ગયા. અને એમણે છેલ્લે શ્વાસે પોતાનું વૈર લેવા માટે મ્હારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી છે. યશવંત! ત્હારે ખાતર યશવંતીએ પ્રાણ પાથર્યા, તો હું પણ હવે મ્હારી ફરજ બજાવીશ..." એ એકાએક મહમદશાહ તરફ ફરી, તેના પગમાં પડી બોલી: "દિલ્હીપતિ! મ્હારા યશવંતને બચાવો... હું તમારી ગુલામ થઇને રહીશ..."

"ગુલામ નહિ પણ દિલ્હીપતિ તો ત્હને હૃદયની રાણી તરીકે સિંહાસન ઉપર બેસાડવા તૈયાર છે. ખાન! યશવંતને છૂટો કરો." કહેતાં જ મહમદશાહે યમુનાના હાથમાં હાથ લઇ એને ઉભી કરી.

આને યશવંતને મૂક્ત કર્યો. એની આંખમાંથી ધગધગતા અંગારા ઝરતાં હતાં. એ લાલચોળ નેત્રે પોતાની વિવાહીતા પત્ની તરફ જોઈ રહ્યો. ત્યાં તો યમુના ધીમે પગલે એની પાસે સરી, બોલી: "યશવંત! હૃદયદેવતા! પિતાની પ્રતિજ્ઞા ને પેશ્વાઇનું નામ હવે તું ધારીશ તો રાખી શકીશ..."

"અને તું? એની ઉપર શાહી ચોપડી શકીશ. યમુના! યમુના! મ્હને એકને બચાવવામાં તું આખા મહારાષ્ટ્રની આબરૂ ઉપર પાણી ફેરવી રહી છે, એનું કંઈ ત્હને ભાન છે?"

"આ યમુના મહારાવની પુત્રી છે. એ જે કંઇ કરશે, તે વિચારપૂર્વક જ કરશે, એની ખાત્રી રાખજો. મ્હારે તો હવે કહેવાનું એટલું જ કે મ્હારી ફરજ હું બજાવીશ, તમારી ફરજ તમે બજાવજો. બસ...એજ..."

આધીન આજે થાઉં જોકે માન મ્હારૂં ખોઇને,
મસ્તક ઝૂંકાવુ છું છતાં તે પણ હૃદયથી રોઇને.
પગલું ભરૂં છું પાપમાં પણ તેય જાણી જોઇને,
સમજુ છતાં હું હાલ સમજાવી શકું નહિ કોઇને.
મંજુર કીધી માગણી એ લાભ હો કે શૂન્ય હો!
સમજે છ મ્હારૂં દીલ પછીએ પાપ હો કે પૂન્ય હો!
સ્હેલાં ના એ સમજવા સ્હામાના મન ભાવ,
સમો આવતાં સમજશો આ બાજીના દાવ.

શાહ સાહેબ! ચાલો! હું તમને શૌહર તરીકે સ્વિકારી તમારૂં શાહી જનાનખાનું શોભાવવા હવે તૈયાર છું" મ્હને તમારી માગણી કબુલ–મંજુર છે." એમ કહી એણે હસતા હસતા શાહનો હાથ પકડયો.

"શાબાશ, આખરે સમજી ખરી...ખાન!" શાહે સેનાપતિને બૂમ મારી.

"જી...હુજુર..."

"જાવ, મ્હારા ખાસ મ્હેલમાં એને ઉતારો આપો, અને બાંદીઓને હુકમ ફરમાવો, કે આજ રાત્રે એને દિલ્હીની માનીતી બેગમના કીમતી વસ્ત્રાલંકારોથી શણગારી નીકાહને માટે તૈયાર રાખે. તદુપરાંત શાદીને માટેની બીજી વ્યવસ્થા તથા કાજી વિગેરેનો બંદોબસ્ત પણ તમારે જ કરવાનો છે."

"જેવી જહાંપનાહની આજ્ઞા."

થોડી વારમાં એ સ્થાન ખાલી થઇ ગયું. રહ્યા કેવળ એકલા ત્યાં અભાગી યશવંત! એના અંતરમાં એજ વિચાર ઘોળાઇ રહ્યા હતા, કે "અરેરે! યમુનાને માટે હું જે અભિપ્રાય બાંધતો હતો, તે આજ ખોટો પડ્યો. કોઇ દિવસ નહિ ને આજે જ એણે એવું કુપ્રધાન અને અવિચારી પગલું ભર્યું છે, કે જેથી હું મ્હારૂં મોઢું પેશ્વા સરકારને કદાપી પણ બતાવી શકું એમ નથી. ત્યારે શું કરવું ?...બસ એમ જ. અહીં દિલ્હીમાં જ રહેવું, અને બની શકે તો મહારાવની...મહારાષ્ટ્રની એ કલંકીત થતી આબરૂને પ્રાણને ભોગે પણ અણીશુદ્ધ રાખવી આ યશવંતની વિવાહીતા સ્ત્રી! અને તે એના હયાતીમાં જ પોતાને દેહ એક વિધર્મીને વેચે!.નહિ...નહિ...એમ કદાપી નહિ બની શકે, યમુના...યમુના...આજથી આ યશવંત ત્હારો સ્વામી નહિ પણ શત્રુ છે. સુલ્તાનને શિક્ષા કરતાં પહેલાં, હું ત્હને જ ઠેકાણે લાવીશ." એ ઝનૂનમાં ને ઝનૂનમાં ત્યાંથી અદૃશ્ય થઇ ગયો.

—કોઇના અંતરના કોયડાં કઇ કોઇથી ઉકેલી શકાય છે?—

## પુષ્પઃ ૨

### "લોહીનું તિલક"



"ઓ અભાગી આત્મા! જીવન–જળાશયમાં આશાના પરપોટા તો અખૂટ અને અનન્ત ફૂટે છે, પણ એ બધા અમર કોના રહ્યાં છે? કે ત્હારા રહે! તેમ છતાં ત્હેં ત્હારો પત્નીધર્મ પૂરેપૂરો બજાવ્યો છે, હવે કેવળ પુત્રીધર્મ બજાવવાનો બાકી છે, અને તેને માટે જ હું આ માયાવી મોહજાળનો ફાંસો તૈયાર કરી રહી છું.

> સૌભાગ્યનું રક્ષણ થવા ધાર્યું હતું તે થઇ ગયું,
> કરવું કપાળે લોહીનું તિલક હવે બાકી રહ્યું.
> લીધી પ્રતિજ્ઞા પાળવા આ પાપની બાજી રમી,
> સ્નેહે શરીરે નહિ પરન્તુ શબ્દથી એને નમી.
> બસ થાય તેવા થાવ વ્યવહારિક નિયમ વિખ્યાત એ,
> જો લોહ કાપે લોહને તો કાચ માટે કાચ છે.

ન્હોતું ઇચ્છયું, ન્હોતું ધાર્યું, છતાં અનાયાસે આવી પડયું તો આંખ મીંચીને પણ ન ઉભા રહેવાયું. યશવંત! વ્હાલા યશવંત! ત્હારે માટે મ્હેં મ્હારી હૃદયની લાગણીઓ પર સંયમનો પત્થર મૂકી, પવિત્ર વિચારોને છેવટ ચગદી નાખ્યા. એક પુણ્યાત્માને પિશાચના પંજામાંથી છોડાવવા આ અભાગી શરીરે શાબ્દિક પાપ કરી નાખ્યું. માનસિક પાપની ગંધ પણ નથી, છતાં ન છૂટકે, અનિચ્છાએ આજ

હું શારીરીક (સ્પર્શ) પાપ કરવા આ રમણીય વસ્ત્રાલંકારોથી મ્હારી આ દેખાવડી દેહને દીપાવી રહી છું. નહિ તો...બીજો ઉપાય જ શો હતો? શાબ્દિક પાપ કદાચ ન કરત, તો પણ મ્હારી મૂક્તિને માટે મ્હને રાજીખુશીથી અગર તો બળાત્કારે પણ આખરે શારિરીક પાપ કરવાની ફરજ તો પડત જ. અને મ્હારો યશવંત જાનથી જતે, તે તો નફામાં. એના કરતાં તો આ એક જ તીરે (પાપે) બંને પક્ષી સાથે તોડી પાડવામાં મ્હેં જરૂર ડહાપણ વાપર્યું છે.

કઇક કહી ગયા છે, તો કોઇકિ વળી લખી પણ ગયા છે, કે કેટલીક વાર જે અશક્ય અને અતિ મુશ્કેલ જણાતા મહાભારત કાર્યો કરવામાં ભલા ભલા જવાંમર્દોની પાણીદાર સમશેરો પાછી પડે છે, તે કાર્ય સ્ત્રીઓની બુધ્ધિ અને શક્તિ ઘડીના છઠ્ઠા ભાગમાં, આંખના અણસારામાં પાર ઉતારે છે. અબળાની આંખમાં-યૌવનમાં-અંગ મરોડમાં અને આંસુમાં એવાં તો અજબ જાદુઇ કામણ ભર્યાં છે, કે ભલા બ્રહ્મચારીના બ્રહ્મચર્ય ઉપર, ભલા ચાણક્યની ચતુરાઈ ઉપર અને ભલા રણવીરના રણકૌશલ્ય ઉપર એ પાપણના પલકારામાં પાણી ફેરવી દે છે. આંસુ-આછાં સ્મિત, નયનના ઇશારા અને કોકિલ શા કંઠના ટહુકા એ ચાર ચતુરાના દિગ્‌વિજયી શસ્ત્ર! એમાં મ્હારૂં પ્હેલું તીર અજમાવવાનો મ્હારો પ્રયાસ નિષ્ફળ નિવડ્યો છે. હવે બીજું, ત્રીજું ને ચોથું તીર એક પછી છોડવાની હું તૈયારી કરી રહી છું. "પ્રમદા બુધ્ધિ પગની પાનીએ." એ કહેવત આજ પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી હું ખોટી પાડીશ. શાહના બળ સ્હામે હું મ્હારી કળ નામ સ્ત્રી-ચરિત્રની કળાનો ઉપયોગ કરીશ, અને મ્હારી એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જતાં વ્હોરાનાર શાબ્દિક અને શારીરીક પાપના

કાઢ હું એવી તો સરસ રીતે ધોઇ બનાવીશ, કે ઇતિહાસમાં આજનો દિન અને પ્રસંગ બને યાદગાર રહી જાય."

પતિ-રક્ષણ અને પ્રતિજ્ઞાના પાલનને ખાતર પોતાનું અડગ મસ્તક બાદશાહને નમાવી તેને પરણવાનું વચન આપી ચૂકેલી યમુના અત્યારે શાહી જનાનખાનામાં અણમૂલા વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇ એક મશરૂના ગાલીચા ઉપર પોતાની કોમળ દેહલતાને લંબાવી રહી હતી. એની આંખોમાં આશા અને નિરાશાના ઝગઝળીઆ તરતા ને લપાતા હતા. મગજમાં વિવિધ તર્કવિતર્કોની ગૂંથણી ગૂંથાતી અને વેરાઇ જતી હતી. બાદશાહના હુકમને માન આપી રંગમહેલની હબસી બાંદીઓએ એને માનીની બેગમના મહા મૂલ્યવાન યવન-પોશાકથી આજ શાદીને માટે શણગારી તૈયાર કરી હતી. જો કે એના હૃદયમાં દુશ્મનના-વિધર્મીના આ વસ્ત્રાભૂષણો શરીર ઉપર ધરતાં દારૂણ દુ:ખ થતું હતું, છતાં એ પરવશ પંખીનીએ, પરાધિન પિંજરમાં વખત વિચારી જઇ હમણા પોતાની પાંખોનો ફડફડાટ કરવો બંધ કરી દઇ, કોઇપણ જાતની આનાકાની વિના એ બહુમૂલ્ય જરીયન પોશાકથી પોતાની દેખાવડી દેહને શોભાવવા દીધી હતી. દાસીઓ એને શણગારી શાહને ખબર કરવા ચાલતી થઇ, એટલે એના અટૂલા પડેલા દીલમાં લાખ્ખો કલ્પનાના તરંગો સ્ફુરવા લાગ્યાં. ઘડી પછી આવી પડનાર આફતનો વિચાર એણે આંખના પલકારામાં કરી લીધો. એને જે દાવ નાખવાનો હતો, તે હવે જ હતો. એના ચાતુર્યનો ઉપયોગ કરવાની તક હવે એની પાસે આવી પહોંચી હતી. પોતાના સૌન્દર્ય-તીરથી શાહને વીંધી નાખી, પોતાનું વેર વાળી નાસી જવાનો નિર્ણય એ કરી ચુકી હતી.

એની વિચારમાળા આગળ લંબાય, ત્યાં તો એ ગુપ્ત ખંડનું ગુપ્ત દ્વાર ધીમેથી ઉઘડયું. બાદશાહ મહમદશાહનો જમણો હાથ અને મહારાવનો ખૂની એવો વિશ્વાસુ રાજ્યમંત્રી ખાન કે જે યુદ્ધમાંથી જ આ બંદીની બાળાના સૌન્દર્ય ઉપર મરી ફીટયો હતો, તે ધીમે પગલે અંદર આવ્યો. પાછળથી આવી એણે યમુનાની આંખો દાબી. એ સફાળી ચમકી. હાથ છોડાવી દૂર જઈ ઉભી. જોયું તો પોતાને અને પોતાના પતિને કેદ પકડનાર, પિતાના ખૂનમાં પોતાના હાથ રંગનાર ખાન! એની વિકારી આંખો ઉપરથી, એના નશાબાજ અભિનય ઉપરથી એનો દુષ્ટ મનોભાવ એ કળી ગઈ. પાપાત્મા ઉપર વૈર લેવાની પ્રતિજ્ઞાએ એના હૃદયમાં ઘંટાનાદ કર્યો. એને ઠેર ઠેર એના બાપૂના દયાજનક મૃત્યુ-દ્રશ્યોના ઓળા દીસવા લાગ્યાં. પિતાના છેલ્લા શબ્દોએ એના રોમેરોમમાં ગૂંજન કરી મૂક્યો. એ સાવધ થઇ ગઈ. કેમ જાણે એનું પોતાનુંય ખાન ઉપર ખાટું-મીઠું દીલ ન હોય, એમ એ તીરછા નયન નચાવતી આછું આછું હસતી શરમાતી આગળ વધી. એના બે હાથ પોતાના હાથમાં લઇ નીચે મુખે આદરસત્કાર કરતી એ કોયલને શરમાવે એવા સુરીલા કંઠે બોલી: "માફ કરજો, મ્હેં તમને ઓળખ્યા નહિ. પધારો......હું તો ચમકી, કે બાદશાહ સલામત સિવાય આવી છૂટ આ ગુપ્ત સ્થાનમાં આવીને લેવાની હિંમત કરનારૂં બે માથા ધરાવનાર એવો તે વળી કયો નરવીર હશે!" યમુનાએ એની વીરતાના વખાણ કરી એને છાપરે ચઢાવ્યો.

"પ્યારી દીલરૂબા!" ખાન મૂછોના આંકડા તીણા વાળી ઉંચા ચઢાવતા અભિમાનથી બોલ્યો: "મહમદશાહ! અરે એ તો આ તલવારની મૂઠ ઉપર રમે છે, મુઠ ઉપર. સમજી?

એની શી તાકાત કે મ્હારી સ્હામે માથું ઉંચકે? બાકી સાચું પૂછે તો મ્હેં યુદ્ધમયદાનમાં જ્યારથી ત્હને મ્હારે હાથે કેદ કરી છે, ત્યારથી જ મ્હારી આંખમાં ત્હારી બેનમૂન મૂર્તિ ખૂંપી ગઇ છે. પણ શું કરૂં? સુંદરી! આવી નજીવી બાબતમાં શાહ સાથે એકદમ ઝઘડો કરી, બળવો જગાડવો એ મૂર્ખાઇ ગણાય, એટલા માટે જ હું ગમ ખાઇ જાઉં છું. ભલેને તું બાદશાહની માનીતી બેગમ થાય, તેથી શું? તું મ્હારા કહ્યાસર ચાલશે, મ્હારી મરજી સાચવશે, તો શાહ અને સેનાપતિ બંને જખ મારે છે. ભવિષ્યમાં હું જ ત્હને બતાવીશ, કે આ ખાન દિલ્હીનું સિંહાસન શોભાવી કેવી સફાઇથી આખા ભારતવર્ષના તાજ, તખ્ત અને સલ્તનત ત્હારા ચરણમાં ધરે છે."

"એમ છે?" એણે આંખના અજબ ચાળા કરતાં એની સ્હામે જોઇ બોલવા માંડયું: "ત્યારે તો લ્યો, મ્હારા રંગીલા રાજા! તમારી નવી બેગમ સાહિબાના હાથનું આ એક જામ, આજની ખુશાલીને પ્રસંગે......"

"ભલે થઇ જાય...લાવ...પ્યારી જાન......"

બસ...થઇ ચૂક્યું. મોહીનીના કટાક્ષ પાસે મીયાં તો લટ્ટુ બની ગયા. યમુનાએ ચાલાકીથી પાછલે પગે ખસતાં ખસતાં જઇ પાછલે હાથે દ્વાર અંદરથી બંધ કરી દીધાં. પછી એને મશરૂના ગાલીચા ઉપર બેસાડી શુરાહીની પ્યાલી ઉપર પ્યાલી ભરી આગ્રહ કરી કરી પાવા માંડી. ગાંડાતૂર ખાનને જન્નતનો આભાસ થતાં એ હૂરના ગળામાં પોતાનો એક હાથ નાખી બીજે હાથે સીસો ગટગટાવવા મંડયો. યમુનાને પણ એટલું જ જોઇતું હતું. એની જીવલેણ સ્વાર્થી-શત્રુતાની

જાળનો ફાંસો હવે સંપૂર્ણ ગૂંથાઈ રહ્યો હતો. અને જ્યાં દારૂડીઓ ખાન "પ્યારી...દીલદાર એક બોસો...મીઠું ચુંબન...ત્હારા ગુલાબી ગાલે..." બોલતો લથડતે પગે એની પાસે સરવા લાગ્યો, ત્યાં એ ચાલાક ચપળા ઝટ ઉભી થઈ ગઇ. "હ્યો, તમે બેસી જાવ. હું મ્હારી મહારાષ્ટ્રીય નૃત્ય-સંગીતકળા આપને બતાવું છું..."

"ઓહો! ત્યારે તો થવા દે...થવા દે...મ્હારી જાન..."

"પણ ખાનસાહેબ! બ્હાર કોઈ પહેરેગીર તો......"

"પહેરેગીર! એ શું બોલી? ત્હારા આ ખાસ ઓરડામાં આવતાં પ્હેલાં જ મ્હેં એ તમામને દૂર કર્યાં છે. તેમ છતાં શાહ જાતે ક્યાં નથી ચાલ્યો આવતો! જ્યાં સુધી આ ખાન ત્હારી પાસે ઉભેલો છે, ત્યાં સુધી મ્હારી લયલા! મ્હારી માશુક! ત્હારે જરા પણ ગભરાવાની જરૂર નથી. તું.. ત્હારે...થ...વા...દે...શું? થ...વા...દે..."

—: સંગીત :—

બધો શિશો કર્યો ખાલી...શુરાહીનો સનમ! મ્હેં તો,
છતાંયે હાથથી પ્યાલી......હજુ હેઠે નથી સરતી
ભરાયું પેટ ને થાક્યાં...સનમ! આ હાથ ને હોઠો,
છતાંયે આંખ આ મ્હારી...હજુ એની ઉપર ઠરતી.
સનમ! તોડયો પછી શીશો...દીઠું તો બુન્દ બે બાકી,
છતાંયે ગટગટાવાને...નથી જગ્યા હવે જડતી.
નશામાં ને નશામાં આ...નિશા ચાલી થતી પૂરી,
સનમ! તો પણ હજુ મ્હારી...નથી આ આંખ ઉઘડતી.

"વાહ...વાહ...વાહ...વાહ...કયસી કમાલ ચીજ હૈ...હાં...
...દીલજાન...હોને દે... આગે હોને દે...' ખાનને મૃત્યુના સનેપાતના
ચાળા થવા લાગ્યા.

યમુનાએ આગળ ચલાવ્યું:

તમે આરામથી સુવા...કુસુમ કોમળ બિછાવ્યા'તા,
સનમ ! હું તે છતાં અરેરે...જઈ કાંટા ઉપર સુતો.
દયા આવી સનમ' તમને...તમે ઉઠાડવા આવ્યા,
કહ્યું મ્હેં ક્રોધથી 'હો દૂર...એ જાલીમ બેમદૃતો.'

× × × × ×

"શાબાશ...શાબાશ...એક પ્યાલી ભર...પ્યારી...હાં ચલાવ..."

તમારી પ્રેમમય મૂર્તિ...દિવાનાએ નહિ પરખી
તિરસ્કારી ને તરછોડી...સનમ' પાછળથી પસ્તાયો
જગતમાં હું ફરૂં છું પણ...મ્હને લાગે જગત ફરતું,
દિવાનો કોઈ કહે છે તો...કહે કોઈ વળી કાંયો

"કમાલ...આફ્રીન...કમાલ...માશૂકે ...જાન...હોને...દો...ચલને
દે......"

ફરીથી શોધવા તમને...ફરી સત્કારવા તમને,
અભાગી હું ભરૂં આંખો...તમે હૈયાં ભરાવી દયો
સનમ' શીશો નહિ માગું... શુરાહી પણ નહિ માગું,
પ્રતિજ્ઞા લઉં છતાં છેલ્લાં...મ્હને દર્શન કરાવી દયો.

× × × × ×

"મુઝે ભી તેરા દર્શન...પ્યારી સીર્ફ એક બોસ્સા..." એ લથડતે પગે ઉભો થયો. "લે...આ બોસ્સો..." કહેતાં જ યમુનાએ એની ભેટમાંથી એનું જ ખંજર ખેંચી કાઢી એની છાતીમાં હુલાવી દીધું. લોહીનો દડુડો છૂટી નીકળ્યો. એની આંખો ફાટી ગઈ. એ ચ-તોપાટ જમીન ઉપર પડયો. "ની...ચ...કમી...ના...ઔર...ત...દગો...યા... ...અલ્લા...હ..." એ ઉભો થવા ગયો, ત્યાં યમુનાએ એની છાતીમાં લાત મારી. એનો પ્રાણ છૂટી ગયો.

લોહીવાળું ખંજર લૂછી નાખી યમુનાએ પોતાના પોશાકમાં છૂપાવી દીધું. પછી એના શબ સમીપ એ નીચી વળી. પાપાત્માના ધગધગતા લોહીમાં પોતાના જમણા હાથની ટચલી આંગળી બોળી એણે કપાળમાં ચંદ્રક કર્યો. "બાપૂ! સ્વર્ગથી જો જો, તમારી યમુનાએ આજ **લોહીનું તિલક** કરી તમારા મારનારને મારી લીધેલી પ્રતિજ્ઞા પરીપૂર્ણ કરી છે......" એટલું બોલી પોતાની લાંબા વખતની ખૂની તૃષા છીપાવવા એણે પોતાનો પંજો એના લોહીમાં બોળ્યો. બીજી જ પળે "હા...હા...હા..." એમ હસતી હસતી એ ઉભી થઈ ગઈ. "શબની હવે શી વ્યવસ્થા કરવી?" એના વિચારમાં એ પડી. ત્યાં તો દ્વાર ઉપર કોઈએ હાથ ઠોકયો. સાથે બૂમ પણ સંભળાઇ: "નામવર શાહ ખાસ મહેલમાં શાદીને માટે આપ બેગમ સાહિબાની રાહ જુએ છે, માટે દ્વાર ઉઘાડી જલ્દી બ્હાર આવો."

યમુનાએ અંદર રહ્યા રહ્યા એ સંદેશો સાંભળ્યો. એણે ઝટપટ ખાનના શબ ઉપર એક સફેદ વસ્ત્ર ઢાંકી દીધું. લોહીવાળો હાથ જેમતેમ લૂંછી નાખી મોઢા ઉપર બુરખો નાખી એણે ધીમે રહીને

દ્વાર ખોલ્યાં. બ્હાર બાંદીઓ સાથે સુલતાનસિંહ આવી ઉભેલો હતો. નવા બેગમને કુર્નિશ બજાવી એ આગળ થયો. બાંદીઓ યમુનાને સન્માનપૂર્વક સાથે લઇ સાદીના ખાસ મહેલ તરફ ચાલતી થઇ. કાજી અને શાહ પહેલેથી જ ત્યાં તૈયાર હતા. યમુનાનું આગમન થતાં જ કાજીએ નીકાહના કલમા પઢવા શરૂ કરી દીધા.

જ્યારે બીજી બાજુ જેવી યમુના સેનાપતિ સુલતાનસિંહની સાથે બાદશાહ પાસે જવા નીકળી, ત્યાં જ એના એ ઓરડામાં બારીએથી એક કદાવર વ્યક્તિ અંદરના ભાગમાં કુદી પડી. રોશનીના પૂરતા પ્રકાશમાં એણે ત્યાં ખૂનના રેલા જોયા. પેલું સફેદ કપડું દૂર હઠાવતાં જ એણે ખાનનુ લોહીમાં રંગાયલું શબ દીઠું. "આ...શું ખૂન..." એ ચમકીને બે ડગલાં પાછી હઠી ગઇ. ત્યાં તો એની દ્રષ્ટિ ફરી વાર એ સફેદ વસ્ત્ર ઉપર પડી. એણે એ હાથમાં ઉપાડયું. એને એક ખૂણે "યમુના." એટલા અક્ષર ભરેલા હતા. "અરે! આ તો યમુનાનું વસ્ત્ર છે! ત્યારે શું એણે જ ખાનનું કર્યું હશે? હું ભૂલતો તો નહિ હોઉં? કદાચ એ શાહ સાથે તે વખતે આટલા માટે તો સ્ત્રી–ચરિત્રની શેતરંજ નહિ રમી ગઈ હોય? જે હશે તે ખબર પડશે..." એટલું સ્વગત બડબડી એણે દ્વાર પાછા અંદરથી બીડી દીધાં.

આ બાજુ નિકાહ કરાવનાર કાજીએ દુલ્હનનો જમણો હાથ લઈ શાહના હાથમાં મૂકયો. શાહને એ હાથ કંઇક ભીનો લાગ્યો. એને કંઈક શક ગયો. બારીક બુરખાની જાળીમાંથી એણે એના મોઢાના ભાવ ઉકેલવા પ્રયત્ન કર્યો. વદનચંદ્ર ઉપર બારીકાઇથી નજર પડતાં એણે કપાળમાં લાલ ચાંલ્લો જોયો. પરંતુ પૂરેપૂરી ખાત્રી કર્યા વિના

એ કંઈ જ બોલ્યો નહિ. આખરે લગ્ન-ક્રિયા પૂરી થઈ. તમામ સૈનિક સરદારોને યોગ્ય માનપાનથી નવાજી શાદીની ખુશાલીમાં પહેરો ભરવાનો માફ કરી આજની રાત અમનચમનમાં ઉડાવવાની છૂટ્ટી મળી. કેવળ એકલા સેનાપતિ સુલતાનસિંહને જ તેના બે માણસો સાથે એ ખાસ રંગમહેલની આજુબાજુ ફરતા રહેવાનો તેમજ સાથે સાથે ગમે એવા જરૂરી કામને માટે પણ કોઈને આજની વસ્લની રાતના રંગરાગમાં ભંગ પાડવા અંદર ન આવવા દેવાનો શંકાશીલ શાહે સખ્ત હુકમ ફરમાવ્યો.

અંગ્રેજો જેને હનીમુન કહે છે, હિંદુઓ જેને પરણ્યા પછીની પ્હેલી રાત કહે છે, અને યવનો જેને વસ્લકી રાત માને છે, તે શાદી પછીના સંસાર-સુખ ભોગની, સહવાસ-સંબંધની રીસામણા-મનામણાની રમત-ગમતો રમાય એવી, રમણીય મુઝવણના ગલગલીઆં છૂટે એવી, લજ્જા-મૌન અને પ્રેમના આંદોલનો ચમકાવે એવી, એ જીવનનો એક નવો સફો ઉઘાડતી, નવો અનૂભવ ચખાડતી આજ નવરાત્રી હતી. નવ રંગમાં ન્હાવા અને ભિંજાવાના તાનમાં એ અધીરા અને આંધળા બનેલા શૌહરને સ્નેહના સમુદ્રમાં શંકાના ઘૂઘવાટ ન સંભળાયા. દ્વાર બંધ કરી એણે પ્હેલી જ તકે લજ્જાનો ઘુંઘટપટ ઉઘાડી નાખ્યો. એ પવિત્ર બાળાને અપવિત્ર કરવા એણે એનો જમણો હાથ પકડ્યો. ત્યાં તો યમુનાએ પેલી રૂધીરભીની-રૂધીર તરસી કટાર ખેંચી કાઢી, એની ગરદન ઉપર ધરી દીધી. એ સિંહણ સમાન ગર્જી: “ બસ...એટલે જ રહેજે... કામાંધ કૂતરા ! જો હોઠ સરખો પણ ઉઘાડ્યો તો જાનથી જઈશ. જે દશા ત્હારા બાહોશ મંત્રી ખાનની આ ખંજરે કરી છે, તેજ દશા ત્હારી પણ થઈ સમજવી. લે...જો...ત્હારે જોવું હતું, તે બરાબર

જોઇ લે..." કહેતાં જ પોતાની રૂધીરના રંગથી રંગાયલી લાલચોળ હથેલી યમુનાએ શાહને બતાવી.

પોતાની શંકા સાચી પડેલી જોતાં, અને ખાનના ખૂનના સમાચાર સાંભળતાં શાહના હોશ ઉડી ગયા. યમુના વિકાળ–ચંડિકા સમી એની ગરદન ઉપર ખંજર ધરીને ઉભી હતી. "દિલ્હીપતિ ! યાદ છે, એ મ્હારા શબ્દો...આ એક ન્હાની નાદાન છોકરી શું કરી શકવાની હતી ? હવે જો...આ ન્હાનું સરખું મગતરું આ મદમસ્ત હાથી સાથે કેવી જીવલેણ ટક્કર ઝીલી શકે છે. ચાલ...હવે જીવવું હોય, તો સીધેસીધો હું કહું એમ કર. વસ્લની રાતની લહેજ્જત લૂંટવા શણગારાયલા આ સુશોભિત પલંગ ઉપર ચૂપચૂપ સૂઇ જા..."

યમુનાના પંજામાં ફસાયલો શાહ મુંગે મોઢે એની ધમકીને તાબે થયો. એક હાથે એની છાતી ઉપર ખંજર ધરી રાખી બીજે હાથે યમુના શાહને બાંધવા નીચે પડેલું વસ્ત્ર લેવા નીચી વળી. ત્યાં ચાલાક શાહે લાગ જોઇ બારણા તરફ દોડી તે ખોલી નાખ્યાં. એના ગભરાયલા મોઢામાંથી સાથે સાથે બૂમ પણ નીકળી ગઇ: "સુલતાન...ઓ સુલતાન..."

આંખો ચોળતા સુલતાન અને એના બે સાથીતો અર્ધી ઉંઘમાંથી જાગૃત થઈ એકાએક ચમકીને અંદર ધસી આવ્યાં. "આજ્ઞા ખુદાવિંદ !"

ખંજર લઇ શાહને રોકવા જતી યમુનાનો હાથ ત્યાં ને ત્યાં સ્થિર થઈ ગયો. શાહ પ્હાડી સ્વરે ગર્જ્યો: "સુલતાન ! આ કમજાત દગાબાજ ઔરતને મુસ્કેટાટ બાંધી આજની રાત સખ્ત ચોકી પ્હેરા નીચે બંદીખાનામાં રાખો, અને સવારે ન્યાયમંદિરમાં હાજર કરો. તમે બંને મ્હારી સાથે ચાલો..."

સુલતાનસિંહની તલવારની અણીએ યમુનાને નિષ્ફળ બનાવી, છતાં એ બહાદુર બાળા પોતાનો છેલ્લામાં છેલ્લો પ્રયત્ન કરવા ન ચૂકી. એણે નજર ચૂકાવી હાથ માંહેનુ ખંજર સુલતાનસિંહને છૂટ્ટુ માર્યું. પણ સુલતાન બેધ્યાન ન્હોતો. માથુ નીચું નમાવી ઘા ચૂકાવતાં એણે આગળ ધસી જઈ એનું કાંડુ મજબૂતાઇથી પકડી લીધું. એક કદાવર બાંધાના પ્રચંડ પુરૂષ પાસે આખરે પણ અબળાનું કેટલું ગજુ! ત્રણ ત્રણ જવાંમર્દોએ મળી એક સ્ત્રીને મ્હાત કરી બંદીવાન બનાવી. તે પછી સુલતાન એને રૂની ગાંસડીની માફક ખભે નાખી કારાગૃહમાં પૂરવા ચાલતો થયો. બીજી બાજુ શાહ પણ પેલા બે યવન પહેરેગીરો સાથે ખાનના ખૂનની તપાસ કરવા જનાનખાના તરફ ધસ્યો. એના કમભાગ્યે એને ભૂલાવ્યો. એ અપમાનની આગમાં અને ખાનના ખૂનની જલ્દી તપાસ કરવાના વિચારમાં એવો તો ઉશ્કેરાઈ ગયો હતો, કે ઉતાવળમાં એ સેનાપતિ સુલતાનને કાને આ વાતનો એક હરફ પણ નાખવો ભૂલી ગયો. અને અભાગીની યમુના! એણે પ્રાણને ભોગે આજ પ્રતિજ્ઞાની સિદ્ધિ કરી હતી. એ પકડાઇ, બંદીની બની, પરંતુ લોહીનું તિલક કરી રહ્યા પછી.

તાર તૂટ્યો. પણ તંબુરા પર ભજન વાગી રહ્યા પછી જ

## પુષ્પ: ૩

### " સાવધાન."

" એ કોણ છે ?"

" એ તો હું સુલતાનસિંહ...તમે ?"

સ્હામેથી આવનાર એ વ્યક્તિ છેક પાસે આવી બોલી: "જો... હું કોણ છું ? ઓળખાણ પડી ?"

" કોણ ! નામવર ખાનસાહેબ ?" એણે ઝૂકીને સલામ કરી.

" હા...પણ સુલતાન ! ત્હારે ખભે આ બંધનયુક્ત રમણી કોણ છે ? અને આટલી રાત્રે તું એને લઈ આમ ક્યાં જાય છે ?"

" નામદાર શાહે સલામતના હુકમથી એમના જાન સાથે રમત રમવા જતાં પકડાયલી આ છોકરી યમુના છે, અને હું એને કારાગૃહમાં પૂરવા લઇ જાઉં છું."

" અને શાહ ક્યાં છે ?"

" એઓ કાંઇક છૂપા કાવત્રાનો વ્હેમ પડતાં તપાસ કરવા જનાનખાના તરફ..."

" તો મૂર્ખા ! ત્હને કોઇ પહેરેગીર આ કાર્ય માટે ન મળ્યો, કે આવા વિપરિત સંજોગોમાં, જીવ સટોસટના પ્રસંગમાં શાહને એકલાં છોડી અહીં ચાલ્યો આવ્યો ? મ્હને પણ મ્હારા છૂપા જાસુસો મારફત એવી ખાસ ખબર મળી છે, કે અત્યારે શાહનો જાન લેવાનું કાવત્રું

દુશ્મનો શાહી મહેલમાં ચલાવી રહ્યા છે, અને તેથી સુલતાનની તપાસ કરી તેમને ચેતાવવા હું આવતો હતો, ત્યાં તું જ સ્હામે મળી ગયો. મ્હને મળેલી ખબર ત્હારી આ વાત ઉપરથી અક્ષરે અક્ષર સાચી પડે એમ જણાય છે. તો હવે જલ્દી કર. એ નાહાન છોકરીને કારાગૃહમાં પૂરવાનું કામ મ્હારા ઉપર છોડી તું એકદમ શાહની પાછળ મદદે જઇ પહોંચ. હું હમણાજ આ દગાબાજ ઔરતની વ્યવસ્થા તથા કેટલીક ખાસ છૂપી તૈયારીઓ કરી ત્હને આવી મળું છું. પણ જોજે, સંભાળજે, શાહનો જાન આજ જોખમમાં છે, માટે કોઇ પણ સંજોગમાં એમને છોડી તું ક્યાંય પણ જઇશ નહિ...જા..."

"જેવી આજ્ઞા."

ભોળા સુલતાનસિંહે થાપ ખાધી. એનું નિષ્કપટ હૃદય આ ચાલાક ખેલાડીથી એટલી વારમાં જ છેતરાઇ ગયું. હદ બ્હારની દારૂની લ્હેરમાં એ અર્ધો તો ડોલી રહ્યો હતો, તેમાં વળી ખાનને જોતાં-યમુનાનો પ્રસંગ નજરોનજર નિહાળતાં અને ખાનની આવી ભયંકર કાવત્રાની ખબર સાંભળતાં એ ગભરાઈ ગયો હતો, એટલે પોતાના કાનમાં કહેવાયલા આ ધીમા શબ્દો ઓળખી કાઢવાની એનામાં આ મધ્યરાત્રે લાંબી પહોંચ ન્હોતી રહી. બંદીની યમુનાને એના હાથમાં આપી એ શાહની મદદે જવા જનાનખાનાને રસ્તે દોડયો. અને જેવી એની પૂંઠ ફરી, તેવી જ યમુનાને એક હાથ ઉપર ઉઠાવી એ વેશધારી ખાન પણ સપાટાબંધ નીચે ઉતરી ગયો. દરવાજા બ્હાર પહેરેગીરો ઉભેલા હતા. ખાનને જોતાં જ તેઓએ હથીયાર નમાવી સલામ કરી. ખાને એમાંના એકને દરવાજો ઉઘાડવા તથા બીજાને પોતાનો ઘોડો લઇ આવવા આંખથી ઇશારત કરી. જ્યારે બાકીના બેને "ઉપર

શાહનો જાન લેવાનું કાવત્રુ રચાયું છે, માટે જલ્દી મદદે જઇ પહોંચો." કહી જનાનખાના તરફ રવાના કર્યાં. દરમ્યાન અશ્વ આવી પહોંચતાં જ યમુનાને તેની ઉપર નાખી પેલા પહેરેગીરના હાથમાં એક કાગળની કાપલી મૂકતાં **"આ બાદશાહ સલામતને તાકીદ પહોંચાડજો...જરૂરની છે."** કહી એણે ઘોડાને પૂરપાટ મારી મૂકયો. બિચારો એ ચિઠ્ઠીનો ચાકર ખાનના આજના આ વિચિત્ર વર્તન ઉપર અજાયબ થતો દરવાજો બંધ કરી બાદશાહને એ સંદેશો પહોંચાડવાના વિચારમાં ત્યાં જ ઉભો.

× × × ×

આ બાજુ બાદશાહ સીધો જનાનખાનામાં આવી પહોંચ્યો. બારણું ઉઘાડી અંદર પ્રવેશતાં જ તેણે જે કમકમાટી ભર્યો દેખાવ જોયો, તે જોતાં જ એની આંખોના ડોળા ઉંચા ચઢી ગયા. "આ શુ ! ખાનનું ખૂન ! યમુના...એક નાદાન છોકરી...આટલી હદ સુધીની ભયંકર ચાલબાજી ચલાવી ચૂકી છે...... સિપાઇઓ !..."

અને શાહના મોઢામાંથી એક અક્ષર પણ બીજો વધારે બ્હાર પડે, યા એક પગલું પણ એ આગળ વધે, ત્યાં તો શ્વાસભર્યો સુલતાનસિંહ ત્યાં ધસી આવ્યો: "ખુદાવિંદ ! સેવકને શું ફરમાન છે ?"

"કોણ સુલતાનસિંહ !" મહમદશાહે આંખ ફેરવી. એટલામાં કેદીને કારાગૃહમાં પૂરી આવ્યો ?"

"નહિ નામદાર ! રાજ્યમંત્રી ખાન સાહેબે પોતે એ કામ કરવાનું માથે લઇ મ્હને અહીં તમારી મદદે મોકલ્યો છે..."

"ખાન! અને તે ત્હને મળ્યો? સુલતાન! આ તું શું બકે છે? દારૂના નશામાં તો નથી ને?" શાહે એને ખભેથી પકડીને જોરથી હલાવ્યો.

"ખુદાવિંદ! બેઅદબી માફ! સેવકે એમને નજરોનજર હમણા જોઇને, મોઢામોઢ મળીને–વાત કરીને, તથા હાથોહાથ કૈદીને સોંપી ચાલ્યો આવે છે."

"તો આ બેવકુફ! જો, તપાસ કર...આ ત્હારી સ્હામે કોણ પડેલું છે?"

સુલતાનસિંહ નીચો વળ્યો. લોહીલોહાણ અને વસ્ત્રવિહીન ખાનનું શબ જોતાં જ એની આંખે અંધારા વળ્યાં. એ ચમકીને આંખો ચોળવા લાગ્યો. શાહને શું જવાબ દેવો? એની તેને સમજણ જ ન પડી. છેવટે શાહ જ બોલ્યો: "કેમ જોયું? ખાત્રી થઇ? ત્હારી અક્કલ આજ અંધારે વેચાઈ છે, ત્હને દુશ્મનનો કોઇ ચાલાક માણસ આજ આબાદ બનાવી ગયો છે. હવે આમ પત્થરના પૂતળાની માફક ઉભા રહેવાની જરૂર નથી. ક્યાં તો આપણામાંથી જ કોઇ ફુટેલું છે, ક્યાં તો દુશ્મનના કોઇ બહાદુર બહુરૂપીનો પગપેસારો આપણા આ શાહી મહેલમાં થઈ ચૂક્યો છે. ખાનનું ખૂન કરી તેના વસ્ત્રો પ્હેરી એ બનાવટી વેશમાં બંદીની યમુનાને બચાવી જનાર દિલ્હીનો દરવાજો છોડી જાય તે પ્હેલાં તેને પકડી પાડવો જોઇએ......"

શાહ અને સુલતાને બે ડગલાં આગળ ભર્યાં, ત્યાં તો પેલા દરવાજાના પ્હેરેગીરો એમને આવી મળ્યા. તેમણે પણ શાહને એજ બાતમી આપી. એક ક્ષણ પણ નકામી ન ખોતાં મહમદશાહ એ સર્વને લઇ

એકદમ દરવાજે આવ્યો, તો ત્યાં પેલો પહેરેગાર આરામથી દરવાજાને અઢેલી–પીઠ કરી ઝોકા ખાતો હતો. શાહે એને લાત મારી ઉઠાડતાં લાલચોળ આંખે પૂછ્યું: "ઉસ્માન! ખાન અહીં આવ્યા હતા ને...તે ક્યાં ગયા?"

"નામદાર..." એ ધ્રૂજતો ધ્રૂજતો તૂટતે અવાજે બોલ્યો: "ના...મ...દા...ર...એ તો મ્હેં જેવો.. ઘોડો આણી આપ્યો... તેવા જ એની ઉપર બેસીને...ચાલતા થઇ ગયા..."

"કઈ તરફ?"

"આ તરફ..." એણે આંગળી વડે પુનાનો માર્ગ બતાવ્યો.

"હું પાછળ પડું છુ, નામદાર!" સુલતાનસિંહે આગળ આવી શાહની આજ્ઞા માગી.

"નહિ, હવે એવું ખોટું સાહસ ખેડવાની જરૂર નથી. આટઆટલા ચોકી પહેરામાંથી આપણી આંખમાં ધૂળ નાખી એકલે હાથે શિકારને ઉઠાવી છટકી જનાર એ બાહોશ અને સાહસિક મૂર્તિ હવે એમ સહેલાઇથી હાથમાં આવે એ ખ્યાલ જ નકામો છે. થનાર થઈ ગયું, સુલતાન! હવે આપણે ઉંઘમાંથી ઘણાજ મોડા જાગ્યા છીએ. વારૂ! ઉસ્માન! એની સાથે બીજું કોઇ હતું?"

"જી...એક હાથ–પગ બાંધેલી જંનાનખાનાની બેગમ જેવી કોઈ ઔરત હતી ખરી...અને હા...લ્યો આ કાગળ...એ જતા જતા મ્હને આપને આ આપવા કહેતા ગયા છે."

મહમદશાહે એના હાથમાંથી કાગળનો ટુકડો લીધો. એક સૈનિક પહેરેગીરની ડેલીમાંથી દીવો લઈ આવ્યો. એના પ્રકાશમાં શાહે એ વાંચ્યો.

## સાવધાન !

પાદશાની વહુ-દીકરી ઉપર કુદ્રષ્ટિ કરનાર, દગાબાજીથી જંગ જીતનાર, બળાત્કારે વિધર્મી બાળાઓને વટલાવી બેગમો બનાવી જનાનખાનું ઝળકાવવા મથનાર વ્યભિચારી બાદશાહ ! એક નાદાન છોકરીને હાથે થએલી નામોશી હજુ ઓછી અને અધુરી હોય, તોજ મહારાષ્ટ્ર-વીરોના પાણી આંકવાનો હવે અખતરો કરજે. ત્હારી તેમજ ત્હારા સેનાપતિની આંખમાં ધૂળ નાખી હું ત્હારો શિકાર સહીસલામત એકલે હાથે પાછો ઉઠાવી જાઉં છું. ત્હારામાં પાણી હોય તો પૂંઠ પકડજે.

લી૦

ત્હેં પિંજરમાંથી છુટો મૂકેલો

વીર વનરાજ યશવંત.

કાગળ પૂરો થતાં જ શાહના હાથમાંથી એ હેઠે પડી ગયો. એ દાંત પીસીને બોલ્યો: "તો શું યમુના ખાનની ખૂની ! અને એને અનાવટી પોશાકમાં બચાવી જનાર એ યશવંત ! અફસોસ ! એના સૌન્દર્યના તેજમાં અંજાઇ મ્હેં જ એની માગણીને મંજુર રાખી, એ ઝેરી નાગના બચ્ચાને જીવતું છોડવામાં ભયંકર ભૂલ કરી. અને મ્હારી એ ભૂલે મ્હને આજ પૂરેપૂરી ઠોકર ખવડાવી છે. પણ ફિકર નહિ...સુલતાનસિંહ !"

"જહાંપનાહ..."

"ખાનની ખાલી પડેલી જગ્યા હું આજથી તમને સોંપું છું. તમે અત્યારે ને અત્યારે હું લખી આપું, તે સંદેશો લઈ પેશ્વા બાલાજીરાવને પહોંચાડવા એક વિશ્વાસુ દૂતને રવાના કરો. સાથે સાથે હવે બની શકે એટલી તાકીદથી સૈન્યની તૈયારી કરી આ હડહડતા અપમાનનું વૈર વાળવા પુના તરફ કુચ કરો.

બસ...મરાઠાનું નામ પણ કોઇ જગ્યે રે'શે નહિ,
આ શાહ એકેને હવે જીવતો જવા દેશે નહિ.
ફળ-ફૂલ-ડાળા-પાંદડા શું મૂળ સુધ્ધાં બાળશું,
જ્યાં જ્યાં મરેઠો હોય...ત્યાં ત્યાં હોળીઓ સળગાવશું.
એ હાથને હથીઆર એવાં સખ્ત આજે લાવશે,
કે હિન્દનો ઇતિહાસ પણ આ શાહને સંભારશે.

માટે જાવ, અને પૂરતી તૈયારી કરી એ કાફરો પર એકદમ તૂટી પડો.

ભુલ થઇ ગઇ પણ હવે એ સુધારો સમશેરથી,
વાળી બતાવો ઝેરનો બદલો બરાબર ઝેરથી.
દરકાર છોડી દેહની ઝૂઝો તમામ ઝનૂનથી,
અપમાન નાખો ધોઈ આજે મરેઠાના ખૂનથી.

× × × ×

બંદુક ભરેલી એમની તો તમારી ખાલી નથી,
છે એમને તો આબરૂ શું તમોને વ્હાલી નથી ?
યશવંત જેવું કેમ સાહસ યવન કોઈ ન વ્હોરતો !
એ મરેઠાઓ મર્દ છે તો તમે છો શું ઓરતો ?

× × + ×

હુંશિયાર છે એ તો તમે (પણ) હુંશિયાર ને તૈયાર છો,
ને વીર છે એ તો તમે પણ વીરના સરદાર છો.
સુરવાળ પ્હેરી એમણે સાડી નથી પ્હેરી તમે,
એણે ધરી છે ઢાલ નો ચૂડી નથી પ્હેરી તમે.

× × × ×

એ મેળવેલી નામના વેચી હવે ખાવી નથી,
સમશેર શૂરા હાથમાં શોભાની શોભાવી નથી.
માટે કહું સંભાળજો નહિ નામ બોળી આવતા,
આ જાન ગૂમાવો ભલે પણ નાક નહિ ગૂમાવતા.

જાવ...ફ-તેહ કરો, એક વાર બન્યા છો, ઉંઘ્યા છો, તો હવે જાગતા રહેજો, સાવધાન રહેજો."

પરતુ રાંડયા પછીનું આ ડહાપણ હતું. આગ લાગી ગયા પછી કુવો ખોદાવવાની આ યોજના હતી. પાણી વહી ગયા પછી આ પાળ બંધાઇ રહી હતી. ગમે એવું રબર વાપરો, પણ એમ કંઈ એક વાર પડેલાં ડાઘા જરેજર તો થોડા જ ભૂંસાઇ જાય છે? પ્રેમ, વ્હેમ અને કલંકના છાંટા એક વાર ઉડયાં, એ ઉડયાં, પછી એ ભીનાશના પાશ સુકવવા રહેલાં નથી.

પટોળે ભાત એક વાર પડી એ પડી, પછી એ ફાટે તોજ ફીટે



## પુષ્પ: ૪

### "ભીની આંખ."



જ્યારે બીજનો ચંદ્રમા જગતના ચોકમાં પ્રિય ચંદ્રિકા સાથે સંતાકૂકડીની સ્નેહભરી રમત રમી રહ્યો હતો, અને ધવલવસ્ત્રા ચંદ્રિકા પોતાના આભ-બાળકને આડે ધરી વારંવાર પોતાનું લલિત લજ્જાભર્યું વદન છૂપાવી કાન્તને અજવાળા-અંધારામાં આમથી તેમ દોડાવી નિર્દોષ હાસ્યની રેલ રેલાવી રહી હતી. એ સ્વર્ગીય સ્નેહ-નાટકના રીસામણા-મનામણાના પડદાં પલકે પલકે ઉઘડાતા અને દેવાતા હતા. એ સ્વર્ગગંગામાં સ્નાન કરવા ઉતરેલું એ દામ્પત્ય જોડલું સ્નેહ-છોળોની છાલક અંજલિ ભરી ભરીને સૃષ્ટિના કિનારા ઉપર ઉડાડી રહ્યું હતું. ત્યારે પુનાના દુર્ગદ્વાર તરફ બનાવટી ખાન ઉર્ફે યશવંત યવન પોશાકમાં સજ્જ એવી યમુનાને બંદીની દશામાં અશ્વ ઉપર નાખી આંખ મીંચીને આગળ વધી રહ્યો હતો. એના હૃદયમાંથી યમુના માટેની તમામ શંકાઓ નિર્મૂળ થઈ ગઇ હતી. હરેક પળે એ યમુનાના શૌર્ય, ધૈર્ય, હિંમત, સાહસ અને બુધ્ધિ ચારિત્ર્ય ઉપર મુગ્ધ થઇ મનમાં ને મનમાં ધન્યવાદ દઇ રહ્યો હતો. પુના પહોંચ્યા પછી પેશ્વા બાલાજીરાવ પાસે ભર્યા દરબારમાં જ પોતાના ભેદનો પડદો ખોલી પોતાની એ વિવાહીતા વીરાંગનાને માટે બે મગરૂરીના માનવંતા શબ્દો બોલવાનો-એના શૌર્ય અને સાહસનો યોગ્ય ઇતિહાસ રજુ કરવાનો નિશ્ચય એ કયારનો કરી ચૂક્યો હતો. પરંતુ...

* "કંઇ લાખો અમર આશે નિરાશા પણ લપાઇ છે." *

× × × ×

બંદીની યમુનાના હૃદયમાં અત્યારે એથી જુદા જ વિચાર ચાલી રહ્યા હતા. "ખાનનું પોતે ખૂન કીધું છે, એ વાત નિઃસંશય હોવાથી, એના પોશાકમાં બાદશાહને દગો દઇ પોતાને આમ ઉઠાવી જનાર આ કોઇ દગાખોર વેશધારી શાહનો જ યવન–સરદાર અગર તો કોઇ હરામખોર લૂટારૂ હોવો જોઇએ," એવી શંકાએ એના દીલમાં સ્થાન લીધું. ખાનના પોશાકમાં પોતાને બચાવી પૂરપાટ ઘોડો દોડાવી ન્હાસનો એ રક્ષક પોતાનો પ્રિયતમ યશવંતસિંહ હશે, એવી કલ્પના સરખીય એને ન્હોતી આવી. અને આવે પણ કયાંથી? શી રીતે? શાહના કારાગૃહમાંથી મુક્તિ મળ્યા પછી, યશવંત જીંદગીને જોખમમાં નાખી દિલ્હીમાં જ રહે, અને રહે તો પણ આટલી હદ સુધીની હિંમત કરી શાહી જનાનખાનામાં પ્રવેશે, આટલી બાહોશીથી ખાનનો આબાદ વેશ ભજવી ખુદ સેનાપતિ તેમજ શાહને બનાવી જઇ, એકલે હાથે એકલી હિંમતે હજારો પહેરેગીરોની આંખમાં આબાદ ધૂળ નાખી પોતાનું ધાર્યું નિર્વિઘ્ને પાર ઉતારી જાય એટલું બધું દૈવત એનામાં હોય, એવો ખ્યાલ એને સ્વપ્નેય ન્હોતો આવ્યો.

અને યશવંત પણ ભૂલ્યો, કહો કે એના ભાવિએ જ એને ભૂલાવ્યો. દુશ્મનોના હાથમાંથી એક વાર સહીસલામત છટકવાની ઉતાવળમાં અને એકદમ પુના પહોંચી, ત્યાંજ શ્વાસ લઇ, ભર્યા દરબારમાં જ આ વીરાંગનાની વીરતાના વખાણ કરવાની ધૂનમાં એણે અશ્વ અટકાવી યમુનાને બંધન મૂક્ત કરી, યવન–પોશાક ઉતરાવી, પોતાની ઓળખાણ આપવાની વાત સર્વથા વિસારી દીધી–મુલતવી રાખી. પેશ્વા બાલાજીરાવ પોતાના આ અદ્‌ભુત સાહસને માટે પોતાની ઉપર ભર્યા દરબારમાં શાબાશીનો વરસાદ વરસાવશે, અને

યમુના પણ જ્યારે પોતાનો—પોતાના બચાવનારનો આ ભેદ જાણશે, ત્યારે અજાયબીમાં ગર્ક થઈ જશે, એવા ખોટા અને કંઇક અભિમાનના અંશથી મલિન બનેલા વિચારોએ એની વિવેકી અને વ્યવહાર—કુશળ દ્રષ્ટિને ઢુંકાવી દીધી. અને એને લઇ એ ભૂલ્યો. વિધાત્રીએ પોતાનો ભાવ આખરે ભજવ્યો. કિસ્મતમાં નોંધાયલી કમનસીબ ઘટના બનવાની હતી, તે છેવટ્ આંખના પલકારામાં આમ બની ગઈ.

વ્હેમના વધારે ને વધારે વાદળામાં ઘેરાતી જતી યમુનાની ધીરજ હવે ખૂટી ગઈ. એક શયતાન—નરપિશાચના હાથમાંથી છૂટયા પછી આ બીજા અજાણ્યા પ્રપંચીના હાથમાં સપડાતાં એને પોતાના પ્રાણ અને પ્રતિષ્ઠાને માટે ધાસ્તી લાગી, અને તેથી કોઇ પણ ઉપાયે એ વેશધારી પુરૂષના હાથમાંથી પોતાનો છૂટકારો મેળવવા તેણે પોતાની બુદ્ધિને કસી. એના હાથ—પગ બંને બંધાયલા હોવાથી લાચાર હતા. એના મોઢા ઉપર કપડાનો મજબૂત પાટો બાંધવામાં આવેલો હતો, છતાં એની આંખની કીકીઓ ચંચળ અને જાગ્રત હતી. મગજે રસ્તો ખોળ્યો, અને સલાહ આપી. આંખોએ એના વ્હેમી અને ભયભીત બનેલા દીલને એ દિશાએ દોર્યું, અને દીલની સંમતિ મળતાં જ મોઢાએ પડયા પડયા પોતાની દંતબત્રીસી ધીમે ધીમે સરતાં એના કમરબંધ પાસે સરકાવી. અંદરથી મૂઠ પકડી ખંજર ખેંચાયું. ખંજરે પોતાની ફરજ બજાવી પ્હેલાં હાથને છૂટા કર્યાં, અને હાથ છૂટા થતાં જ એ આવેશભરી અબળાએ એકદમ ઉશ્કેરાઈ જઇ એ ઘોડેસ્વારના—પોતાના પ્રિયતમના હૃદયમાં જ એ તીક્ષ્ણ ખંજર પૂર જોશથી ઘોંચી દીધું. આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં આ ઉતાવળીઉં ને અવિચારી સાહસ એના હાથથી થઇ ગયું. બીજે જ પળે કેવળ "જુના

પહોંચવાના ખ્યાલમાં પાછું ફરી જોતો પણ નહિ. એના યશવંતના હાથમાંથી પૂરપાટ દોડતા અશ્વની લગામ એકાએક છૂટી ગઈ. એની આંખે આ અણધાર્યા કાતીલ અને ઉંડા જખ્મે અંધારાં આવ્યાં. "ય...મુ...ના...ય...મુ...ના" એમ બે વાર એના મોઢામાંથી તૂટક ઉદ્‌ગાર માંડ માંડ બ્હાર સર્યા, ત્યાં તો એ અશ્વ ઉપરથી બેશુદ્ધ થઇ હેઠે પટકાઈ પડ્યો. એના બીજા હાથમાં ધરાયલી યમુના પણ એની સાથે જ ઉપરથી ઉછળી નીચે તૂટી પડી. પરંતુ એ યશવંતના શરીર ઉપર પડવાથી બચી ગઇ. સહેજસાજ છોલાઈ લોહી નીકળવા ઉપરાંત એને કોઇ બીજી ખાસ-વિશેષ ઇજા ન થઈ.

નીચે પડતાં લાગલી જ એ વસ્ત્ર ઠીક કરી શરીર સંભાળી સફાળી બેઠી થઇ ગઇ. ત્યાં એની નજર પોતાના એ છેલ્લા શ્વાસ લેતા રક્ષક ઉપર પડી. ગમે એમ પણ પોતાનો આ છૂટકારો એને જ આભારી હોવાથી પોતાના આ બીજા ખૂન માટે—ન છૂટકાના નિર્દય કૃત્ય માટે ક્ષમા માગવા એ એની પાસે ઘુંટણીએ બેઠી. અને જ્યાં આંખોઆંખ એક થઇ, ત્યાં તો એ ચમકી. બનાવટી ખાનના દાઢી-મૂછ નીચે પટકાતાં નીકળી જઇ દૂર થયા હતા. માથા ઉપર ચઢાવેલું એ પ્રધાનનું પાઘડું પણ અત્યારે હવે ન્હોતું રહ્યું. એણે ચંદ્રમાના ચોકખા-નીતર્યા કાચ જેવા-સફેદ દૂધ જેવા અજવાળામાં એ લોહીમાં રંગાઈ ધૂળમાં આળોટતા બહાદુર યુવકનું મોઢું જોયું. એ ફાટી આંખે ને ભયાકુળ સાદે ચિત્કારી ઉઠી: "કોણ...યશવંત...મ્હારા દેવ... મ્હારા નાથ...ઓ પ્રભુ...મ્હેં અભાગીનીએ..., આ...શું કર્યું ?"

એટલું કહેતાં જ એણે શરીરની અને મનની શુદ્ધિ ખોઈ દીધી. પોતાની વેણીએ બાંધેલી મોતીની માળાઓ અને ગળામાં લટકાવેલા

રત્નહારો એણે તડાતડ તોડી નાખ્યા. છૂટે કેશે અને વિખરાયલે વેશે એ દીવાની એના બેશુધ્ધ દેહ ઉપર પડી દડ દડ આંસુના દાણાથી પોતાનું પાપ–પોતાની ભૂલ–પોતાનું આ અવિચારી સાહસ–કર્મ ખરા અંતઃકરણથી–હૃદયના શુધ્ધ પશ્ચાત્તાપથી ધોવા લાગી.

આંખો મીંચીને આજ મ્હેં સાહસ કરી નાખ્યું,
શબ્દે કીધેલા પાપનું પરિણામ આ ચાખ્યું.
ઇચ્છા વિના એની પરાણે પ્રીત મ્હેં જોડી,
અને પાણી વિના નૌકા સમુદ્રે સ્નેહના છોડી.
કિનારે પહોંચવા આશા હતી પણ આખરે તૂટી,
અનેરી કલ્પનાની આરસી અફસોસ ! ગઈ ફૂટી.
નથી પલટી શકાતું કોઈથી નિજ ભૂલનું પાસુ,
હવે હંમેશને માટે જીવનમાં વેરવા આંસુ.

ઓ પ્રભુ ! તું ઇન્સાફી હોય, તો ઇન્સાફની આંખે અવલોકી મ્હને ઇન્સાફ આપજે.

અજાણ્યે થઈ ગઈ છે આ ભયંકર ભૂલ મ્હારાથી.
છૂપાવ્યું કાંઈ પણ છૂપું નથી રહેનાર ત્હારાથી.
ઉડાડી મ્હેં મૂક્યા આજે...સુખી સ્વપ્ના બધા મ્હારા,
લખાયું આજથી જોવા...જીવનમાં ફક્ત અંધારા.
બૂઝાવ્યો ભૂલમાં દીવો સળગતો ફૂંક મારીને,
શીશો અમૃતનો ફોડયો હળાહળ ઝેર ધારીને.
જગત્ વરસાવશે ધિક્કારનો વરસાદ મ્હારા પર,
અભાગીની યમુનાનું...અરેરે ! શું થશે ઇશ્વર ? ”

એ ઉષ્ણ આંસુની ઉષ્ણતાએ યશવંતની મીંચાયલી આંખ અને બીડાયલાં હોઠ બહુ વારે ઉઘાડયાં. પોતાના શરીર ઉપર પડેલી એ સુંવાળી દેહ ઉપર હાથ ફેરવતાં એ ધીમે અવાજે બોલ્યો: "ય...મુ...ના..."

યમુનાએ છાતી ઉપરથી માથુ ઉંચક્યુ. એ ભીની આંખે એ ઉઘાડી આંખોને—પ્રિયતમની પવિત્ર આંખોને ઓળખી લીધી. આશા અમર છે. મનુષ્ય છેલ્લા શ્વાસ પર્યંત પોતાનો છેલ્લામાં છેલ્લો પ્રયત્ન પણ કરવો નથી ચૂકતો, તેમ એણે ભીની આંખે પોતાના અણમૂલા ઓઢણાને ચીરી છાતીએ એના ધડધડાટ લોહી વહેતા ઘા ઉપર પાટો બાંધ્યો. પણ જખ્મ એટલો તો ઉંડો હતો, અને એવી વિચિત્ર જગ્યાએ થવા પામ્યો હતો, કે લોહીની વહેતી ધારા એનાથી ન અટકી શકી. યશવંતના આયુષ્યનો અને યમુનાના સૌભાગ્યનો છેડો આવ્યો હતો, એટલે એનો પ્રયત્ન અફળ ગયો. એ તૂટતી વાચાએ એકે શ્વાસે બોલવા લાગ્યો: "યમુના! મહારાવનું નામ એક વીર પુત્ર તરીકે ત્હેં છેવટ પર્યંત નિભાવી રાખ્યુ છે, અને લીધેલી પ્રતિજ્ઞા પાળી બતાવી છે. ત્હારા શૌર્ય ધૈર્ય અને હિંમતને માટે...મ્હારા ત્હને સહસ્રો ધન્યવાદ છે. ત્હારા વર્તન અને ત્હારી પવિત્રતા તથા રીતભાત ઉપર શક આવવાથી જ હું પુના પાછો ન ફરતાં દિલ્હીમાં રોકાઇ, તું બાદશાહની બેગમ બની ત્હારા પિતાની અને આખા મરેઠા-વંશની આબરૂ ઉપર પાણી ફેરવે એ પ્હેલાં ત્હારૂં લોહી પીવાની લાલસાએ શાહી મહેલમાં પ્રવેશ્યો હતો...પરંતુ ખાનના મૃત્યુએ મ્હારી આંખો ઉઘાડી નાંખી. મ્હને ત્હારે માટે માન ઉપજ્યું, અને તેથી અનુમાન બાંધી ત્હને બચાવવા હું ખાનના જ

વેશમાં આ ચાલાકી રચ્યો. મ્હારી ધારેલી ધારણા છેવટ પાર પડી છે, એ માટે ઇશ્વરનો આભાર. ત્હારા જેવી એક પવિત્ર વીર બાળાના વર્તન ઉપર વ્હેમની દ્રષ્ટિએ જોનાર આ હૃદય અને આંખોને વિધાતાએ યોગ્ય શિક્ષા કરી છે. પુને પ્હોંચી પેશ્વા પાસે ભર્યા દરબારમાં ત્હારો અને મ્હારો ભેદ ખોલી સર્વને આશ્ચર્યચકિત કરવાના અભિમાની કિલ્લા ચણવામાં ત્હારા બંધનો છોડી ત્હને મૂકત કરવામાં મ્હેં ખરેખર અન્યાય કર્યો, અને તેની સજા હું ભોગવી રહ્યો છું. પુનાનો રાજમાર્ગ હવે પાસે જ છે. પ્રભાતના પ્હોર ફાટવાની પણ હવે તૈયારી છે. તું નિર્ભયપણે...પ્હોંચી શકશે. યશવંતી...અને તું...યમુના... આખરે પણ અધીરા હૃદયની અબળાઓ! બંને ઉતાવળાં બની અવિચારી સાહસ કરી ભૂલ્યાં. એણે એની ભૂલનો પાછળથી પસ્તાવો કર્યો, ત્હારે પણ આજ આ અજાણ્યે છતાં અવિચારીપણે કરેલી ભૂલનો પસ્તાવો એક દિવસ કરવો પડશે. અને મ્હારી છેલ્લી ઇચ્છા...એ છે કે મ્હારી પાછળ વ્યર્થ પ્રાણ પાથરવા કરતાં તું મ્હારી જગ્યા સાચવી–શોભાવી પેશ્વા તરફથી પુનઃ યુદ્ધમાં ઉતરી ત્હારી આબરૂ ઉપર હાથ નાખવા તૈયાર થએલ એ શાહને જીંદગી સુધી યાદ રહે એવી શિક્ષા કરજે. યમુના! જો તું મ્હને વ્હાલી હોય, આ શરીરને ત્હારા શરીરનો સ્વામી તરીકે સ્વિકારતી હોય, અને ભૂલનો પસ્તાવો કરવા માગતી હોય, તો મ્હારી ત્હને આ છેલ્લી આજ્ઞા છે...બસ...પેશ્વા સરકાર બાલાજીરાવને મ્હારા છેલ્લા પ્રણામ..."

એની આંખો મીંચાઈ ગઇ, સદાને માટે બંધ થઈ ગઇ. યમુના! પતિઘાતક પ્રમદા! આ કરૂણ પ્રસંગે હિંમતવાન છતાં નાહિંમત બની છૂટી પોકે અને ચોધાર આંસુએ રડી પડી. "અરેરે! આ મ્હારાથી

શું થઇ ગયું ?" એ વિચારે એ મગજની સ્થિરતા ખોઈ બેઠી. "ઓ કોઇ...દોડો...દોડો...બચાવો...મ્હારા યશવંતને મ્હારી પાસેથી કોઈ જોરજુલમથી...બળાત્કારે છીનવી જાય છે..."

માથું જમીન સાથે પછાડી એ મૃત શરીર ઉપર મૂચ્છિંત થઇ ઢળી પડી. એકાન્ત અરણ્યમાં સર્વત્ર શુનકાર હતું. આ હૃદયભેદક દ્રશ્ય જોતાં ચંદ્રમાને આકાશમાં કમકમા આવ્યાં. એમણે પોતાની માયાળુ આંખો મીંચી ચાલવા માંડયું. પરોઢનો ચાર વાગ્યાનો અમલ થઈ ચૂકયો.

એવો કોણ હોય, જે આખા જીવનમાં એક પણ વાર ભૂલ્યો ન હોય ! એવો કોણ હોય, જે આખા જીવનમાં એક પણ વાર પસ્તાયો ન હોય ! એવો કોણ હોય, જે આખા જીવનમાં એક પણ વાર હસ્યો ન હોય ! એવો કોણ હોય, જેની આખા જીવનમાં એક પણ વાર ભીની આંખ ન થઇ હોય !

પછી એ ભૂલ જાણમાં થઇ હોય, કે અજાણ્યે થઇ હોય ! પછી એ પસ્તાવો એક પલકનો હોય, કે આખા આયુષ્યભરનો હોય ! પછી એ હાસ્ય પ્રેમીના હોય, કે પાગલના હોય ! પછી એ અશ્રુ હર્ષના હોય, કે શોકના હોય !

* હાસ્ય-રૂદન-ભૂલ અને પશ્ચાત્તાપ વિનાના જીવન કોઇ જીવ્યાં છે ? *

---

## પુષ્પ: ૫

### “સતીનો શ્રાપ.”



“મહારાજ! યશવંતરાવનું ખૂન થયું છે.” સરદાર હનમંતરાવે દરબારમાં પ્રવેશતાં જ સહુ કોઈ સાંભળે એમ પેશ્વા બાલાજીરાવને આ શબ્દો સંભળાવ્યા.

ઈ. સ. ૧૭૪૧ ની આ સાલ હતી. છેલ્લી ખૂનખાર લઢાઇમાં દગાબાજ સુલતાન મહમદશાહને હાથે હારી ઘાયલ સ્થિતિમાં પૂના પાછા ફરનાર બહાદુર પેશ્વા બાજીરાવે વૈર અને અપમાનની ચિન્તામાં પેશ્વાઈનું ઉજ્જ્વળ ભવિષ્ય ભાખી પોતાનો પ્રાણ છોડયો હતો. ઈ. સ. ૧૭૪૦. એના મૃત્યુ સમયે એ પોતાની પાછળ પેશ્વાઇના વાવટાને ફરફરતો રાખવા માટે સાત મહાન સરદારોને મૂકતો ગયો હતો. વરાડમાં રાઘોજી ભોંસલે, ગ્વાલીયરમાં રાણોજીનો પુત્ર જયાપા સિંધીઆ, ઈંદોરમાં મલ્હારરાવ હોલકર, ધારમાં આનંદરાવ પવાર, વડોદરામાં પિલાજીનો પુત્ર દામાજી ગાયકવાડ, અક્કલકોટમાં ફત્તેહસિંહ ભોંસલે, અને પુનામાં બળવાન અને યુવાન છતાં અવિચારી અને ઉછાંછળો સદાશીવરાવ ભાઉ. આ સરદારોને એણે મ્હોટી મ્હોટી જાગીરો બક્ષીસ આપી એ શર્તે સ્વતંત્ર કીધા હતા, કે જ્યારે જરૂર પડે ત્યારે પોતપોતાના લશ્કર લઇ તેઓએ પેશ્વાની મદદે ચઢવા તૈયાર રહેવું.

એને બે પુત્રો હતા. બાલાજી અને રાઘોબા. તેમાં શાહુએ પેશ્વાની જગ્યા બાજીરાવના વડીલ પુત્ર બાલાજીરાવને આપી. આથી ઘણા મરેઠા સરદારોને હાથમાં લઇ રાઘોબા વિરૂદ્ધ પડયો. પરન્તુ ચીમનાજી આપાના પુત્ર, બાલાજીરાવના માનીતા સરદાર અને જમણા હાથ જેવા સદાશીવ ભાઉએ તેને ફાવવા દીધો નહિ. આથી સગ્ગા ભાઈ-ભાઇઓમાં અણબનાવ શરૂ થયો. 'ઘર ફૂટે ઘર જાય.' એમ આ ભાઇભાઇના માંહોમાંહેના કલેશમાં પેશ્વાઈ સત્તાને માઠાં પરિણામ જોવાં પડયાં.

શાહુને કાંઇ સંતાન ન હોવાથી તેના નામનું એક એવી ઢબનું વસીયતનામું Will આ પહોંચેલા પેશ્વાએ તૈયાર કર્યું, કે જેની રૂએ શાહુના મરણ બાદ શિવાજીના વંશમાં નામની રાજ્યગાદી રાખી રાજાની વતી તમામ રાજ્યકારભાર કરવાની આપ અખ્તયારી-કુલ સત્તા પેશ્વાને મળે, અને પેશ્વાઇ વંશપરંપરાની થાય." બાલાજીએ આ કરારપત્ર ઉપર રાજાની સહી કરાવવા પ્રયત્ન કર્યો. પરંતુ આમ થતાં રાજ્યમાં બ્રાહ્મણોનું ચલણ થાય, એમ સમજનાર કેટલાક સ્વાભિમાની મરેઠાઓ એની સ્હામે થયા. છતાં છેવટ્ કળાબાજ પેશ્વાએ રાજાને સમજાવી-પટાવી શીશામાં ઉતાર્યો, અને આઠે પ્હોર શરાબ અને સુંદરીઓમાં મસ્ત બની રંગમ્હેલમાં જ પડી રહેનાર રંગીલા રાજા શાહુએ એની ઉપર સહી કરી, એ વસીઅતનામુ મંજૂર કર્યું. આથી નવા પેશ્વાને ફક્ત પાઘડી બંધાવવાનું જ કામ રાજાના હાથમાં રહ્યું. પિતાની ધારણા અને પુત્રે પુરી કરી, અને પ્રધાનપદેથી ઉંચે ચઢતાં ચઢતાં ધીરે ધીરે પેશ્વાએ રાજ્યગાદી પોતાને હાથ કરી.

રાજ્યસત્તા હાથમાં આવતાં જ બાલાજીએ પોતાના બાપની નામોશી ધોઈ નાખવાને વિશ્વાસુ સરદાર હનમંતરાવને પ્રચંડ લશ્કર

સાથે દિલ્હી સર કરવાને મોકલ્યો. પરન્તુ આ દેશદ્રોહી અને દગાબાજ સરદાર પ્હેલેથી જ ફૂટેલો હતો. પેશ્વા બાજીરાવના અચાનક હુમલાની વાતથી મહમદશાહને ચેતાવનાર પણ એજ હરામખોર હતો. મહારાવની પુત્રી યમુનાને એ ચ્હાતો હતો, પરંતુ મહારાવે એની માગણીને ઠોકરે મારી જ્યારે યશવંત સાથે તેના વિવાહ કીધા, ત્યારથી જ યશવંત અને યમુના ઉપર વૈર લેવાનો લાગ એ શોધી રહ્યો હતો. છેલ્લા યુદ્ધમાં યશવંત અને યમુનાને કેદી તરીકે પકડી બાદશાહ દિલ્હી લઇ ગયો છે, એ વાત તે સારી રીતે જાણતો હતો, અને એથી જ દિલ્હી જવાનું બીડું એણે પોતે ઝડપ્યું હતું. એનો ઇરાદો મહમદશાહને મળી યશવંતને ઠાર કરાવી અભિમાનીની યમુનાને બળાત્કારે બાદશાહની બેગમ બનાવી એનું અભિમાન તોડવાનો તથા પુનાનું તખ્ત હાથ કરવાનો હતો. પરંતુ કુદરત મનુષ્યનું ધાર્યું ક્યારે થવા દે છે અને કદાચ થવા દે, તો પણ તે આવું અધમ !

"યમુના અને યશવંતને પાછા સોંપવા" નો દિલ્હીપતિનો સંદેશો લઇ પુના દોડતા દૂતને હુનમંતરાવ તથા તેની જબરજસ્ત ફોજનો ભેટો થયો. દૂરથી જ તેમને દિલ્હી તરફ ધસી આવતાં દેખી દૂત સંદેશો પ્હોંચાડવો પડતો મૂકી પોતાના શાહને ચેતાવવા જીવ લઇને પાછો ફર્યો. અચાનક આવી પડેલા દુશ્મનોને પહોંચી વળવાને માટે મહમદશાહ પાસે હજુ કશી તૈયારી ન્હોતી, એટલે એણે હુનમંતરાવને મળી જઇ તેની સલાહ મુજબ વખત વિચારી પેશ્વાની લ્હેણી રકમ ભરપાઇ કરવાની કબૂલ કરી તત્કાળ સંધી કરી નાખી. હુનમંતરાવે જતા જતા પોતાનો ખાસ ઉદ્દેશ પાર પાડવા યશવંત અને યમુનાનો સવાલ કાઢ્યો. જવાબમાં મહમદશાહે ખાનનું ખૂન કરી પોતાને હાથ-તાળી આપી બંનેના છટકી જવાના સમાચાર એને કહી

સંભળાવ્યા, અને વિશેષ ખાત્રી માટે પેલા અર્ધે રસ્તેથી પાછા ફરેલા દૂતને આપેલો પત્ર એના હાથમાં મૂકયો. જે કારણથી એ આટઆટલો પરિશ્રમ લઇ ખાસ દિલ્હી આવ્યો હતો, તેની ઉપર આમ એકાએક પાણી ફરવાથી તેના ક્રોધમાં એવડો વધારો થયો. યમુના તથા યશવંતને પુને પ્હોંચનાં પ્હેલાં જ કયાં તો સપડાવવા ? કયાં તો પછી તેમ ન બની શકે તો પેશ્વા સમક્ષ દરબારમાં જ 'દિલ્હીપતિને મળી જઈ એ છૂટી આવ્યા છે,' એવો આરોપ મૂકી કોઇ પણ રીતે વૈર વાળવું, એ વિચારે તેણે પોતાના લશ્કરને 'શાહે નમી પડી સંધી કરી છે.' એવા ખોટા ખુશાલીના સમાચાર આપી સત્વર પાછા ફરવાનો હુકમ આપ્યો. પરંતુ બનવા કાળ એવો તે પુના પ્હોંચતાં પ્હેલાં જ એના હાથમાં યશવંતના લોહીલોહાણ શબ ઉપર યવન–બેગમના વેશમાં પડી આંસુ સારતી યમુના. જીવતી આવી ગઇ. અને એને તો એટલું જ જોઈતું હતું. યશવંતનું ખૂન થવાથી એક કાંટો તો એના રસ્તામાંથી આપોઆપ સાફ થઇ ચૂકયો હતો, જ્યારે યમુનાના શરીર ઉપર યવન–પોશાક હતો, પાસે જ લોહીવાળું ખંજર પડેલું હતું, એના હાથ અને કપડા ઉપર પણ લોહીના ડાઘા હતા. હવે એને એ અભાગીનીને માટે પણ બીજો આરોપ શોધવાનો ન્હોતો રહ્યો. આજના દરબારમાં પેશ્વાની શાબાશી મેળવવા એ દેશદ્રોહી સરદાર એક નહિ પરંતુ બબ્બે વિજયની ખુશાલીના સમાચાર સાથે હાજર થયો હતો.

× × × ×

"શું યશવંતનું ખૂન ? હુનમંતરાવ ! મ્હારા ધારવા પ્રમાણે એ તો શાહના હાથમાં જીવતો કેદ પકડાઇ બીજા કેદીઓની સાથે કત્લ થયો હતો ને ?" પેશ્વાએ પોતાના એ બેવફા સરદારને વિશ્વાસુ સમજી સવાલ કર્યો.

"આપની વાત સત્ય છે, સરકાર ! પરન્તુ દિલ્હીપતિ મહમદશાહે આપની સર્વોપરી સત્તા સ્વિકારી લ્હેણી રકમ આપવાની શર્તે સુલેહ કર્યા બાદ મ્હેં જ્યારે રાજ્યકેદીઓને સ્વાધીન કરવાની માગણી રજુ કરી, ત્યારે જ મ્હને ખબર મળી, કે તેણે વીર યશવંતને યમુનાના ઇચ્છાવિરૂધ્ધ તેની વીરતાથી પ્રસન્ન થઈ થોડા વખત અગાઉ જ છોડી મૂક્યો છે. પરંતુ આર્યધર્મમાંથી વટલી શાહની માનીતી બેગમનું પદ શોભાવનાર એની વિવાહીત પત્ની યમુના એ ભેદ યશવંત આપની પાસે આવી ઉઘાડો ન પાડો, એ આશાથી રાતોરાત રાજ્યમંત્રી ખાનનું ખૂન કરી જનાનખાનામાંથી એને ઠાર મારવાની પ્રતિજ્ઞા લઇ એની પૂઠે ન્હાસી ચૂકી છે, એવી ખબર મળતાંજ પોતાના વફાદાર મંત્રીના ખૂનથી ઉશ્કેરાયલા શાહને "ન્યાયી પેશ્વા સરકાર આનો વટતો ન્યાય કરશે," એમ કહી શાન્ત પાડી મ્હેં એ બ્રાહ્મણ–કુળકલંક છોકરીને પકડવા અને યશવંતને બચાવી લેવા સૈન્યને પાછળ આવી પહોંચવાનું કહી ફક્ત મ્હારા પાંચ સાથીઓ સાથે મારતે ઘોડે એની પૂંઠ પકડી. પરન્તુ અફસોસ ! પેશ્વા સરકાર ! હું એ બહાદુર સરદારને બચાવવા ભાગ્યશાળી થાઉં, તે પહેલા એનું ખૂન થઈ ચૂક્યું હતું."

"હનમંતરાવ ! શાહે આપણી સર્વોપરી સત્તા વિના લોહી રેડયે આમ સ્હેલાઇથી સ્વિકારી સુલેહ કરી એ માટે હું તમને મુબારકબાદી આપું છું. પરંતુ યશવંતરાવનું ખૂન ક્યાં થયું ? કેવી-રીતે થયું ? તથા કોણે કર્યું ? તેની કંઈ ભાળ મળી છે ?"

"સ્વ. સરદાર મહારાવની ધર્મભ્રષ્ટ પુત્રી અને બાદશાહની બેગમ બની ચૂકેલી યમુનાએ પોતે જ પોતાના એ વિવાહીત પતિનું ખૂન કીધું છે."

"હનમંતરાવ ! તમે આ શું કહો છો ?"

"કહેવાનું શું હતું? મહારાજ! કેદી તેમજ પૂરાવા બંને અહીં હાજર છે."

"કયાં છે? એને અહીં હાજર કરો. હું એમને જોવા માગું છું."

"આ રહી એ અપરાધીની અબળા! આ રહ્યું યશવંતરાવનું શબ! અને આ એના ખૂનનો લોહીથી ખરડાયલો પૂરાવો." એમ કહેતાં એણે યમુના, યશવંતના શબ, ખંજર તથા દોરડાના કટકા દરબારમાં હાજર કર્યા.

પેશ્વા બાલાજીરાવને એકદમ હુનમંતરાવના શબ્દો ઉપર વિશ્વાસ ન બેઠો. યશવંત અને યમુનાના મોઢા જોઇ પોતાની પુરેપૂરી ખાત્રી કરવા તે સિંહાસન ઉપરથી નીચે ઉતરી તેની છેક પાસે ગયો. યશવંતના વીર વદન ઉપર ઢાંકેલું વસ્ત્ર ઉઘાડી તેને બરાબર ઓળખી લીધા પછી તે યમુના તરફ ફર્યો. પેશ્વાની સાથે એનો માનીનો સરદાર અને જમણા હાથ જેવો વિશ્વાસુ સલાહકાર સદાશીવરાવ ભાઉ હતો. એણે નીચે મોઢે એ દિવાની અને વિખરાયલા વસ્ત્રે દરબારમાં ઉભેલી અભાગીની અબળાનું નમેલું માથુ ચોટલો પકડી ઉંચુ કર્યું. અને જ્યાં એની ભીની આંખો સાથે પેશ્વા બાલાજીરાવની આંખો એક થઇ, ત્યાં તો એ જરા ચમકયો—બે ડગલાં પાછળ હઠતાં બોલ્યો: "કોણ યમુના... તું...આ વેશમાં!"

"હા... હું યમુના છું." યમુનાએ લાલચોળ આંખે મરદાનગી-ભર્યા જુસ્સાથી ઉશ્કેરાઇને જડબાંતોબ જવાબ વાળવા માંડયો. "પણ પેશ્વા સરકાર! એમાં આટલા બધા અચંબો કેમ પામે છે? એ કામાંધ રાજયમંત્રી ખાનનું ખૂન મ્હેં પોતે કીધું છે. મહમદશાહની માનીતી બેગમ થવાનું વચન આપી મ્હારા યશવંતને મ્હોતના ડાચામાંથી-

મૂક્ત કરાવનાર આજ યમુના છે. પિતાને છેલ્લે શ્વાસે લીધેલી પ્રતિજ્ઞા પાળવા એ દિલ્હીપતિની નીચ માગણીને પૂરી કરવાને બ્હાને આઝ નાના પોશાકમાં શરીરને શણગારનાર પણ આજ બ્રાહ્મણકન્યા છે. અને છેવટ લગ્નની પ્હેલી જ રાત્રે શિયળનું સંરક્ષણ કરી, મહારાષ્ટ્રનું પાણી બતાવી, શાહ તેમજ તેના સેંકડો સૈનિકોની આંખમાં ધૂળ નાખી રાતોરાત અહીં ન્હાસી આવવાનુ જીવલેણુ સાહસ ખેડનાર પણ આજ તમારી સ્હામે ઉભેલી વીર બાળા છે."

"અને યશવંતનું ખૂન ?" ભાઉ જરા આગળ વધી ગર્જ્યો.

"યશવંત મ્હારો હતો, અને મ્હેં એનુ ખૂન કીધું છે. અલબત્ત આ ખંજરનો ઉપયોગ મ્હારે જ હાથે થવા પામ્યો છે, એના અકાળ મૃત્યુને માટે હું જ અભાગીની જવાબદાર છું, પણ...તેમ છતાં પણ...હું નિર્દોષ છું.

આંખો ઉઘાડી રાખીને નિર્દય છૂરી આ વાપરી,
પણ તે છતાં ન્હોતી હૃદયમાં લેશ નિર્દયતા ભરી.
અંધારમાં અણજાણમાં અથડાઇ ફોડી આરસી,
પણ એ ફૂટેલા કાચ પર હતભાગીની હું ના હસી.
આ ભૂલ છે, કે ખૂન છે, નિર્દોષ કે દોષિત છે.
સમજી શકો નહિ આપ પણ સમજી શકે છે એ ઇશ એ.

મ્હેં એ કેમ કીધું ? શા માટે કીધું ? એ મ્હારૂં દીલ જાણે છે. કોઇને જણાવવાની હુ જરૂર જોતી નથી."

"કારણ ?"

'સંજોગો જોતાં કોઇ મ્હારી વાત ઉપર વિશ્વાસ મૂકી શકે એમ મ્હને લાગતું નથી એટલે જ. માટે પેશ્વા સરકાર ભાઉસાહેબ !

તથા અન્ય સરદારોને મ્હારી એટલી જ વિનંતી છે, કે મ્હને આ સંબંધમાં કૃપા કરી એક પણ સવાલ ન પૂછશો.

લોહી ઝરે જે જખ્મથી એને ન હાથ અડાડશો,
આંસુ ખરે જે આંખથી એમાં ન કચરું પાડશો.
ફટ્કો પડ્યો છે કુદરતી એને ન ફટ્કા મારશો.
થાનાર વસ્તુ થઇ ગઇ એ હવે ના સંભારશો.

× × × ×

જો મર્દ હો ! સાચ્ચા મરેઠા હો તો મ્હારું વેર લો,
ને વેર નહિ લેવાય તો લાવો ખુશીથી ઝેર દો.
જોઇ રહ્યા છો શું લૂટાતી આબરૂ તમ બ્હેનની ?
એ હીર ક્યાં છે હાથનું એ આગ ક્યાં છે નેનની ?
તમને જો સ્વાભિમાન હો ! મા–બ્હેન માટે માન હો !
તો પેશ્વા સરકાર એ પર જાન આ કુરબાન હો !

શું મરેઠાઓ મરી ખૂટ્યાં ? પોતાની માતા અને બ્હેનોની સ્હામે ઉંચી આંખે જોનારની આંખો ફોડી નાખવાનું એ સાહસ ! એ પાણી ! એ શૌર્ય ! મહારાષ્ટ્ર વીરોમાંથી પરવારી ચૂક્યું ?

કત્લ કીધા કેદીઓને ... કેમ એ સાંખી રહ્યા ?
વિશ્વાસ સંધીપત્ર પર શાને હજુ રાખી રહ્યા ?
લાચાર થઇને......આત્મહત્યા એ યશોદાએ કરી.
ને પતિમૂક્તિ કાજ ( આ ) કાયા શાહને મ્હારી વરી.
પાડ્યો જીવન–ઇતિહાસમાં જે ડાઘ જાણી જોઇને.
સૌભાગ્યના ભોગે કર્યો તે સાફ આજે ધોઇને.

મ્હેં આબરૂ ગુમાવી, પાપ કીધું, ખૂન કીધું, અને તમે શું કર્યું ? જવાબ આપો."

"કંઈ જ નહિ. યમુના બાલાજીરાવ એજ વિચારમાં છે. અલબત્ત ત્હારા પિતાની વફાદારી અને વીરતાને માટે પેશ્વા મગરૂર છે. ત્હારા સ્વાભિમાન અને દેશાભિમાનથી નીતરતા શબ્દો અને વિચારોને માટે હું ત્હને ધન્યવાદ આપું છું, પરંતુ તે પ્હેલાં મહારાષ્ટ્રનો એકેએક શહેરી ત્હને શુદ્ધ અને નિર્દોષ માની શકે, એવો સ્પષ્ટ ખુલાસો ત્હારે અમને કરવો જ જોઇએ. પેશ્વા બાલાજીરાવ અને તેના શુભેચ્છકો તથા ન્યાયી સરદારો ત્હને અન્યાય જ આપશે, એમ માની લેવાનું કશું કારણ નથી."

"જો એમજ છે, તો સાંભળો. મ્હારી આંખો આગળ થતો મ્હારા પ્રિયતમનો વધ હું ન જોઈ શકી, એટલે મ્હેં યશવંતની મૂક્તિની શરતે શાહને મ્હારા શૌહર તરીકે સ્વિકારી તેની બેગમ બનવાને માટે ન છૂટકે હા પાડી. લગ્નની પહેલી રાત્રે જ મ્હારા મરતા પિતા પાસે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા મ્હેં શાહ તથા સેનાપતિનું ખૂન કરવાનો નિર્ણય કર્યો, ત્યાં રાજ્યમંત્રી ખાન પોતાની નીચ ઈચ્છા પૂરી કરવા મ્હારા ઓરડામાં ધસી આવ્યો. શરાબ અને સૌન્દર્યના કેફમાં ઘેલો કરી મ્હેં મ્હારા પતિવ્રત તેમજ પ્રતિજ્ઞા ઉભયનું રક્ષણ તો કર્યું, પરંતુ શાદીની એ પ્હેલી વસ્લની રાત્રે જ શાહનું ખૂન કરવાનો પ્રયત્ન કરવા જતાં હું પકડાઈ ગઈ. શાહના હુકમને તાબે થઇ સિપાઇઓ મ્હને કેદમાં નાખવા લઇ જતા હતા, ત્યાં ખાનના યવન પોશાકમાં યશવંતે આવી મ્હને બચાવી લીધી, અને એજ બંદીની હાલતમાં અને આજ પોશાકમાં ઘોડા ઉપર નાખી ઘોડો પૂર–પાટ દોડાવી મૂક્યો. પરંતુ યવન–વેશમાં આવેલા મ્હારા એ પ્રિયતમને

અંધારામાં હું અભાગીની ન ઓળખી શકી. એને મ્હેં કોઈ યવન સરદાર ધાર્યો, અને ભૂલમાં સાહસ કરી એના હાથમાંથી મૂક્તિ મેળવવા મ્હેં એને ખંજર માર્યું. પાછળથી મ્હેં મ્હારી એ ભૂલ જોઈ, ત્યારે રોઈ. પેશ્વા સરકાર ! આજ મ્હારી એ અજાણમાં થએલી ભયંકર ભૂલ હું ભોગવું છું, અને જીવીશ ત્યાં સુધી સંભારીશ અને ભોગવીશ. બોલો ! મ્હારી આ વાત તમારે ગળે ઉતરી શકે છે? મ્હારી આ કમનસીબ કર્મકથા ઉપર તમને વિશ્વાસ આવી શકે છે ? ”

સરદારો, સામંતો, પેશ્વા અને ભાઉ સર્વ કોઇ એનો આ વિચિત્ર ખુલાસો સાંભળી ચકિત થઈ ગયા, એટલે બાજી પલટાતી જોઈ હનમંતરાવથી મુગા ન રહેવાયું. એ પોતાના ખોટા કાચના દાણા જેવા શબ્દોને સાચ્ચા મોતીઓ મનાવવા સિંહગર્જના કરી ફુટ્યો: “ બિલકુલ નહિ. ભાઉ સાહેબ ! એની આ બનાવટી વાતના એક પણ અક્ષર ઉપર વિશ્વાસ મુકવો વ્યાજબી નથી. શાહ સાથેની મહોબ્બતમાં અંતરાય રૂપ થનાર પોતાના પતિનું ખૂન કરતા મ્હેં એને નજરોનજર નિહાળી છે, એટલું જ નહિ પણ એના કહેવા પ્રમાણે જો યશવંત એને શાહી જનાનખાનામાંથી બચાવીને જ ન્હાઠો હોત, તો એને બંદીની દશામાં અશ્વ ઉપર નાખી પુના તરફ પ્રયાણ કરત જ નહિ. જો ત્હારા કહેવા પ્રમાણે યશવંત યવના વેશમાં કોઇ યવન સરદાર જ હોત, તો પછી પુના તરફ પોતાનો ઘોડો એ શા માટે દોડાવે? એ વિચાર ત્હારા મનમાં આવવો જ જોઇતો હતો. એટલે આ ઉપરથી એ ચોકખેચોકખું સમજાય છે, કે યશવંતરાવે ત્હને શાહી જનાનખાનામાંથી રાજીખુશીથી બચાવીને નહિ પરંતુ પોતાના કૂળ ધર્મ ને કોમનું નાક જતું રક્ષવા, ત્હને યોગ્ય શિક્ષા કરવાના ઇરાદાએ જ બળાત્કારે બાંધીને ઘોડા ઉપર નાખી હતી.

પછી એણે ત્હને શાહી જનાનખાનામાંથી ઉઠાવી હોય ક્યાં તો એની પૂંઠે પડતાં જ તું એના હાથમાં આવી ગઇ હોય! ગમે તેમ હો! પરંતુ ખુનની જગ્યાએ પડેલા આ કપાયલા દોરડાના કટકા ઉપરથી એટલું તો સાબીત થાય છે, કે આ ખંજરનો ઉપયોગ કરતાં અગાઉ એના અશ્વ ઉપર તું બંદીની દશામાં હતી."

"યમુના! શું હુનમંતરાવની આ ધારણા ખોટી છે?" પેશ્વાએ પ્રશ્ન કર્યો.

"પેશ્વા સરકાર! હું જુઠું નહિ બોલું. હુ બંદીની હતી, પરંતુ યશવ્તે મ્હને બચાવ્યા પછી એજ દશામાં કેમ રાખી, તે હું સમજી શકતી નથી. અને જો મ્હને મૂકત કરી હોત, તો તો હું મ્હારા એ રક્ષકને વ્હેમની દ્રષ્ટિએ જોઇ એનું ખુન કરવા પ્રેરાતે જ નહિ. તેમ મ્હારો એ રક્ષક પુના તરફ દોડે છે, એવો ખ્યાલ મ્હને મ્હારા એ જીવ સટોસટના પ્રસંગમાં ઉદ્દભવ્યો જ ન્હોતો. બેહદ હર્ષ અને બેહદ શોકના પ્રસંગોમાં ઘણી વાર આત્મીયને આમંત્રવા, અને નિકટના સ્નેહીઓને જ સંભારવા ભૂલી જવાય છે, એઆપ ક્યાં નથી જાણતા? બાકી હુનમંતરાવ જેવી નીચ ધર્મભ્રષ્ટ અને અપરાધી મ્હને માને છે, તેવી હું નથી."

"શું આવા ગોળગોળ શબ્દો, ગુહ્નો છૂપાવવાની શબ્દની સફાઇ, આ લોહીવાળું ખંજર, એના લોહીથી ખરડાયલા હાથ, અને આ દોરડાના કટકા એટલા પુરાવા એને અપરાધીની સાબીત કરવા પૂરતા નથી? શું દીર્ઘદ્રષ્ટિવાન અને અનુભવી ભાઉ સાહેબ! એના શરીર ઉપરના વિખરાયલા વસ્ત્રો, એના છૂટા થએલાં વાળો, અને એની રાતીચોળ ખૂની આંખો ઉપરથી પણ નથી સમજી શકતા, કે મરતાં મરતાં પણ યશવંતરાવે એને શિક્ષા કરવાને માટે પોતાનાથી બની શકે એટલી બાથ..."

"બસ કર, હનમંતરાવ! આવો નીચ અને ખોટો આક્ષેપ મૂકવામાં ત્હારો શો ઇરાદો છે?"

"એજ, કે આવા ઉડાઉ જવાબ આપવાની ત્હારી ચાલાકી પેશ્વા સરકાર અને ભાઉ સાહેબ પાસે નહિ ચાલે, સમજી? માટે જીવનની પરવા હોય, તો ખુલ્લેખુલ્લા શબ્દોમાં ગુહ્નાનો એકરાર કરી માથુ નમાવી માફી માગ."

"માફી! અને તે હું માગું? વિના અપરાધે માગું? ઓ લંપટ હનમંત! માફી તો ત્હારે–દેશદ્રોહીએ માગવી જોઇએ, કે જેનું ખાય છે, તેનું જ ખોદી રહ્યો છે. આ યમુનાને તું ત્હારી કરવામાં, મ્હારા યશવંતની સેનાપતિની જગ્યા મેળવવામાં તું સીધી રીતે ન ફાવ્યો, ત્યારે આવા નીચ કાવત્રા કરી માંહોમાંહે મરેઠાઓને લઢાવી મારી મ્હારૂં અને આખા મહારાષ્ટનું સત્યાનાશ વાળવા તૈયાર થયો છે."

"પેશ્વા સરકાર! ભાઉ સાહેબ! તમે મ્હારૂં આ અપમાન મુગે મોઢે સાંખી રહેવાની મ્હને ફરજ પાડો છો? અવાજ કરો, અને આ મ્હારી તાતી તલવારને એક જ ઝટકે એ પવિત્રતાનુ ખોટું ઘમંડ રાખતી કુળકલંકીતીની જીભ વધુ બકબકાટ કરે તે પ્હેલાં જ ઉડાડી દઉં." હનમંતરાવ મ્યાનમાંથી નાગી તલવાર ખેંચી યમુના ઉપર ધસ્યો.

"શાન્ત થા. હનમંત!" સદાશીવ ભાઉ એને આંગળી વધતો અટકાવી બોલ્યો: "યમુના! હનમંતરાવ દેશદ્રોહી છે, અને આ ખૂન ત્હારાથી અજાણતામાં જ થએલું છે, એને માટે ત્હારી પાસે બીજા કંઈ પૂરાવા છે? હોય તો તે રજુ કર. નહિ તો......"

"નહિ તો શું? ભાઉ સાહેબ! હું પ્હેલેથી જ ન્હોતી કહેતી, કે તમે મ્હારી વાત કોઈ કાળે પણ માની શકવાના નથી. બસ... મ્હેં

જે કાંઈ ખુલાસો કર્યો છે, તે પૂરતો છે. પેશ્વા સરકારને એ માનવો હોય તો માને, અને ન માનવો હોય તો એમની ઇચ્છા. ખૂન થયું છે, મ્હેં કીધું છે, છતાં હું અણજાણ અને નિર્દોષ છું, એથી વિશેષ કાંઈ પણ ખુલાસો હું હવે આપી શકું એમ નથી, આપવા ઇચ્છતી પણ નથી. ”

“ તો પછી ભર્યા દરબારમાં મ્હારા ઉપર દેશદ્રોહનો ખોટો આરોપ મૂકી, મ્હને બદનામ કરવા બદલ મ્હારી આબરૂનો ત્હારે જવાબ આપવો પડશે. ” હનમંતરાવે પોતાની બદનક્ષીનો દાવો રજુ કર્યો.

“ ઇશ્વરની અદાલતમાં એનો ઇન્સાફ થશે, હનમંતરાવ ! હું ત્હારી આ નાલેસીનો જવાબ ત્હને ત્યાં બરાબર આપીશ. ”

“ બસ કર, યમુના ! હું ત્હને પૂછું, એનો હવે જવાબ આપ. ત્યારે શું સુલતાન સાથે ત્હેં શાદી કરી, તું એની બેગમ બની, એ વાત સદંતર ખોટી છે ? ” ભાઉએ એની જુબાની લેવા માંડી.

“ એ બધું જાણવાની અને એવા સવાલો પૂછવાની આપને કશી જરૂર નથી. જો મહમદશાહની માનીતી બેગમ થવાનુંજ મ્હને મન હોત, તો પછી હાથે રહીને મ્હારા પતિને હું એ વિધર્મીના પંજામાંથી મ્હારા પર વૈર લેવા છોડાવતે જ શા માટે ? બીજા કેદીઓ ભેગા એમને કપાઈ જવા જ ન દેતે ! આટલી સામાન્ય કલ્પના પણ તમારા અનુભવી અને કાબેલ ભેજાંઓ નથી દોડાવી શકતા ? સંજોગો અને પરિસ્થિતિ વિચારી પ્રતિજ્ઞા પૂરવા કદાચ ખાલી હાથમાં હાથ મૂકી સ્ત્રી–ચરિત્રની શેતરંજ ખેલવી પડે, હૃદયમાં અગ્નિ ધીકતો હોય, છતાં હોઠો ઉપર હાસ્યની આછી રેખાઓ ફરકાવવી પડે, એથી દીલમાં દીલ પરોવી નાખ્યું, એમ માની લેવાનું–સમજી બેસવાનું કંઈ કારણ ?”

" યમુના ! ત્હારા ઉપર જેને પ્રથમથી જ ભાવ ન્હોતો—પ્રેમ ન્હોતો. એવા એ યશવંત પ્રતિ મૂક્તિની ઉદારતા બતાવતી વખતે, એ દિલ્હીમાં જ રહેશે, અને ત્હારો પીછો પકડશે, એ ખ્યાલ ત્હને હોત, તો તું તેમ પણ કરવા ચૂકત નહિ. પરંતુ ત્હારા બનવા કાળે જ ત્હને ભૂલાવી, અને ત્હારૂં પાપ આપોઆપ ફૂટી ગયું. શાહની બેગમ થવા કબૂલ્યું, ઝનાની વસ્ત્રોથી શરીરને શોભાવ્યું, હાથમાં હાથ મૂકી બાપનું નામ અને મહારાષ્ટ્રની આબરૂ ઉપર પાણી ફેરવ્યું, એટલું બધું જ્યારે કર્યું, ત્યારે પછી દીલમાં દીલ પરોવવાનું વળી બાકી શા માટે રાખ્યું ? એટલું પણ પૂરૂં જ કરવું હતુંને ? "

" બસ કરો. ધર્મ અને વૈરની ઘેલછામાં ઘેલા બનેલા ધમધુરંધર શિવાજી મહારાજના આ પવિત્ર સિંહાસનને શોભાવનાર પેશ્વા સરકાર ! હું તમને એટલુ જ કહું છું,, કે પ્રજાની વહુ-દીકરીઓને પોતાની પાપી પ્રેમવાસનાઓ પૂરી ન થતાં આવા હડહડતા ખોટા આરોપ મૂકી વગોવનાર, જાતિદ્રોહી તથા દેશદ્રોહી બની યવનોને મળી જનાર આ કુલાંગાર સરદાર હનમંતરાવને ગરદન મારો. મ્હારી તથા મ્હારા પતિની દુર્દશા કરનાર, તેમજ સેંકડો શુરવીર મરેઠા સૈનિકોની કરૂણાજનક કત્લના એ જવાબદાર દિલ્હીના મદોન્મત્ત શાહને તમારા હાથ બતાવો, અને એક પવિત્ર બ્રાહ્મણ-કન્યાના પતિવ્રતને શંકાની નજરથી જોઈ કાચા કાનના થઈ તેની સાહસિક વાતોને હસવામાં ઉડાડી દેનાર આવા અવિચારી અને ઉચ્છૃંખલ (સદાશીવ ભાઉ જેવા) સરદારોને મહારાષ્ટ્રના દરબારમાંથી હમેશને માટે દૂર કરો. "

" નહિ તો ? " ભાઉ લાલચોળ આંખે ફ્હાડી સ્વરે ગર્જ્યો.

" નહિ. તો સતીને સતાવવાનું અને વીરાંગનાને નાહક વગોવવાનું ઘણું જ ભયંકર પરિણામ આખા મહારાષ્ટ્રને ભોગવવું પડશે, ભાઉસાહેબ ! "

" એવી સતી અને સાહસિક વીરાંગના હતી, તો પછી યુધ્ધમાં જીવતી પકડાઇ ઠેઠ દિલ્હી સુધી પહોંચી જ કેવી રીતે ? આ ઝનાની પોશાક પહેરવો જ શા માટે પડયો ? શું સતીને જીભ કરડી અગર કટાર ખોસી આત્મહત્યા કરતા ન્હોતું આવડતુ ? શું વીરાંગનાને સ્હામે ગર્જી શૂરી સિંહણને મ્હોતે મરતાં ન્હોતું આવડતું ? "

અને મરતાં પિતાએ લેવડાવેલી એ લોહીના તિલકની પ્રતિજ્ઞા એ સદાશીવરાવ ક્યાંથી જાણે ? યમુનાના અંગેઅંગમાં એના આ માર્મિક શબ્દ-પ્રહારોએ કેમ જાણે કાતીલ કાંટા ન ભોંક્યા હોય, એવી દારૂણ વ્યથા ઉત્પન્ન કરી. એણે પોતાના શરીર ઉપરના એ વિધર્મી વસ્ત્રો ચીરી નાખ્યા. અલંકારો ઉતારી ઉતારી નીચે જમીન ઉપર ફેંકી દીધા. સાક્ષાત્ જગદંબા સમી વિકાળ દીસતી એ છૂટા કેશકલાપ વક્ર ભ્રકૂટી અને રક્ત નેત્રોવાળી દિવાની રમણી સહુ કોઇ સાંભળે એમ ભયંકર અવાજે હવે ગર્જી: " કેવળ કલ્પનાના તરંગો ઉપર અટકળો ને અનુમાનો બાંધી વ્યર્થ આરોપ મૂકનાર આ કાચા કાનના અને અવિચારી સરદારને બરતરફ કરવા તેમજ નરપિશાચ હનમંતરાવનું માથુ ધડથી જૂદુ કરવા પેશ્વા સરકાર તૈયાર છે કે નહિ ? આ યમુનાના-બ્રાહ્મણ-કન્યાના વીરત્વ અને સતીત્વને માટે એને સો એ સો ટકા ખાત્રી છે કે નહિ ? જવાબ આપો, બાલાજીરાવ ! હું હવે...અત્યારે......તમારો છેલ્લો જવાબ જાણવા માગુ છું. "

" અને પેશ્વાને એ નાકબૂલ હોય તો ! " બાલાજીરાવે કડે કલેજે એને પ્રશ્ન કર્યો.

" તો આપ દઇશ. બાલાજીરાવ ! જે પેશ્વાઇની ઉન્નતિને માટે મ્હારા પિતાએ, મ્હારા પતિએ અને આ યમુનાએ નિસ્વાર્થભાવે પોતાની શક્તિનું છેલ્લામાં છેલ્લું બિન્દુ પણ ખરચતાં પાછું વળીને નથી જોયું, વિચાર સરખો પણ નથી કર્યો, એજ સત્યના એજ પવિત્રતાના એજ શક્તિના પ્રતાપે આ અભિમાની, અવિચારી, અન્યાયી અને આંધળી સત્તાની હું અધોગતિ કરી નાખીશ.

હૃદયના રક્ત રેડીને કરી જે રાજ્યની સેવા,
નીચોવ્યાં દેહના દૈવત તે શું બક્ષીસ આ લેવા ?
ઝઝૂમ્યા હાથ જેના જગમાં તલવાર આ તાણી,
કર્યાં જેણે તમારી કીર્તિ કાજે લોહીના પાણી.
કીધી જેણે તમો માટે કલંકીત કાય ને વાણી !
મળે એને ઇનામે આજ આ અપમાનની લ્હાણી. ?

જે પેશ્વાઇનો વિજયધ્વજ દિલ્હીના દુર્ગ ઉપર ઉડાડવા મ્હારા પિતાએ અને પતિએ પોતાના મોંઘા પ્રાણ ઓવારી નાખ્યા, જે પેશ્વાઇ સત્તાના સિંહાસન ડોલતાં સ્થંભાવવા આ યમુનાએ પોતાના મન નહિ તો છેવટ તન અને વચનને પણ કલંકીત- અપવિત્ર કરવાના અચળ નિશ્ચય અમલમાં મૂક્યાં, એજ યમુનાને આ શિરપાવ ! એના અસહ્ય દુઃખમાં દીલાસા રૂપ થવાને બદલે, ભાગ લેવાને બદલે, ઉલ્ટા આ શબ્દ-ઘા ! બસ......તો હવે આ યમુના એને પતિતા ભ્રષ્ટા અને કલંકીની કહેનાર તેમજ માનનાર આ મહારાષ્ટ્ર-વીરોને પોતાની શક્તિ, પોતાની પવિત્રતા અને પોતાના સાહસનો પરિચય ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાય, અને યુગ યુગ સંભારાય એવો આબાદ કરાવી આપશે.

જેણે પતિતા કહી મ્હને...તેનો પ્રલય નક્કી થશે,
પરિણામ આનું પેશ્વા ! મહારાષ્ટ્ર આખુ શોષશે
માટે કહું નહિ આપ આવાં કાનના કાચા બનો.
કીર્તિ-કળશ કાળો નથી કીધો જરા મ્હે આપનો.

× × × ×

જો તે છતાં પારસમણી પત્થર તમે આ લેખશો,
હીરાને બદલે કાચનો કટકો જો આંખે દેખશો,
તો એ પછી પારસમણી પત્થર બની દેખાડશે,
આ કાચનો કટકો જ અંતે લોહી તમને કાઢશે.

× × × ×

આંસુ નહિ અંગાર ઝરશે આંખથી જોજો હવે,
ને ભૂલ તમારી આ તમારા લોહીથી ધોજો તમે.
જેના પીધાં છે દૂધ બસ તેને હવે ડંખીશ હું,
જીવીશ ત્યાં સુધી તમારા મ્હોતને ઝંખીશ હું.

× × × ×

નક્કી હવે પેશ્વાઇનો પાસે જ પડતી કાળ છે,
સાબીત કરી આપીશ કે આ શુદ્ધ બ્રાહ્મણ બાળ છે.
અપમાન ધોવા હાથ આ મ્હારા હજુ સાબૂત છે,
જોજો હવે આ આગમાં મહારાષ્ટ્ર ભસ્મિભૂત છે.

માટે પેશ્વા સરકાર જે વિચાર કરે, જે ઇન્સાફ આપે, તે બહુ જ વિચારીને અને સંભાળીને આપે એવી મ્હારી નમ્ર વિનંતી છે."

"જો એમજ છે, તો જા... ચાલતી થા. હું ત્હને જીવતી જવા દઉં છું. ત્હને કલંકીતા, પતિતા, એક વાર નહિ, પણ એક

હજાર વાર કહું છું, ને ત્હારા સતીત્વના તેજથી અમારી અન્યાયી આંખોને આંજી નાખવાની હું ત્હને હાકલ કરૂં છું. તું કોની શકિત ઉપર આટલી બધી કૂદી રહી છે? એ પણ હું સારી રીતે સમજી શકું છું. પણ યમુના! યાદ રાખજે, કે આ સદાશીવ ભાઉ ત્હારા એવા એક તો શું પરંતુ લાખ્ખો મહમદશાહની ધમકીથી એમ પાછો હઠે એવો નથી. ત્હને એની શકિતનું અને ત્હારા સતીત્વનું એટલું બધું ઘંમડ હોય, તો હું ત્હને ત્હારા બોલેલા બોલ સાચા કરી બતાવી મહારાષ્ટ્ર અને પેશ્વાઇ સત્તાના પાણી ઉતારવાને પડકાર કરૂં છું."

"એટલે શું પેશ્વા સરકાર મ્હને મહમદશાહને મળી ગએલી એક પતિતા માની લે છે?"

"મળી ગએલી નહિ પરંતુ ખાસ માનીતી. ત્હારા શરીર ઉપરનો આ કીમતી ઝનાની ધર્મભ્રષ્ટ પોશાક! વિવાહિત પતિ પ્રતિનું ત્હારૂં ઘાતકી વર્તન! અને હાથમાં હાથ આપવાનો ત્હારો પોતાના મોઢાનો એકરાર! વધારામાં હનમંતરાવ જેવા બહાદુર અને વફાદાર સરદારનો નિઃસ્વાર્થ ખુલાસો! પછી શંકાને સ્થાન જ કયાં રહે છે?" પેશ્વા બાલાજીરાવે મુદ્દાઓની કડી એકેકમાં પરોવી આરોપની સાંકળ ખખડાવી બતાવી.

"એટલે શું આ યમુનાની પવિત્રતાને કેવળ શૃંગાર-અલંકાર ઉપરથી જ તમે ખંડિત થએલી માનો છો, એમજ ને!"

"માનતો નથી, પણ હવે તિરસ્કારૂં છું. અને એવી ધર્મભ્રષ્ટ કુળકલંકીની સ્ત્રીને-ત્હને મ્હારા રાજ્યની સરહદ એકદમ છોડી જવાની હું આજ્ઞા ફરમાવું છું."

" શું ત્યારે પડતીની ન્હોબતના અવાજથી ફૂટી ગએલા પેશ્વા સરકારના કાનમાં મ્હારી સચ્ચાઇના શબ્દોના સાદ નહિ જ પહોંચી શકે ? વાંકી વિધાતાના વમળમાં ઘસડાતો મહારાષ્ટ્રનો વીર પુરુષ મ્હારી આ નિર્મળ વાત ઉપર વિશ્વાસ નહિ જ મૂકી શકે ? "

" પીનારાને ગંદુ દેખાતું પાણી સરિતાને તો હમેશાં કાચ જેવું નીતરૂં અને નિર્મળ જ દેખાય છે, સમજીને ? "

" જો એમજ છે, તો ઓ સ્વ. વીર શીવાજી મહારાજના પવિત્ર સિંહાસનને અન્યાયથી કલકીત કરનાર ઉન્મત્ત સત્તાધીશ ! હું ત્હને તેમજ ત્હારા આ અવિચારી સરદાર સદાશીવ ભાઉને શ્રાપ આપું છું, કે જો આ યમુના શાહી જનાનખાનામાં–વિધર્મી વસ્ત્રાભૂષણોમાં પણ પોતાની જાતને, પોતાના ધર્મને અને પોતાની આબરૂને ગંગાજળ સમાન પવિત્ર અને પૂર્ણિમાના ચંદ્ર સમાન અખંડિત રાખી શકી હોય, તો એની ઉપર આવો નીચ આરોપ મૂકનારની સત્તાનો એના મૃત્યુની સાથે જ અસ્ત થઈ જશે. આજથી વીસ વર્ષની અંદર વિધર્મીઓ સાથેના વિગ્રહમાં પેશ્વા ! તું રણમાં પડીશ, ત્હારો પુત્ર મરાશે, ત્હારી સ્ત્રી રાનોરાન ભટકશે, અને જેમ ત્હેં વિના કલંક મ્હારી અપકીર્તિ કીધી છે, તેમ ત્હારી પણ થશે. આ રાજ, આ તાજ ને આ પેશ્વાઈ તખ્ત તમામ ધૂળમાં રગદોળાશે. મરેઠા અને બ્રાહ્મણ બંને અંદર અંદર લઢી નબળા પડી કોઈ ત્રીજી જ સત્તાના દાસાનુદાસ થશે. અને આજથી એક સો વર્ષમાં શિવાજી મહારાજના ભગવા ઝુંડાની જગ્યાએ પરધર્મી પરદેશી પ્રજાનો ત્રીરંગી ધ્વજ ઉડતો થશે હા...કેવળ મહારાજ શિવાજીનું નામ વંશ અને ગાદી વરસો સુધી અમર રહેશે.

સત્તા જશે, શક્તિ જશે, સ્વાધીનતા ગૂમાવશો,
પરધર્મીઓના ચર્ણ ચૂમીને તમે ચૂમાવશો.
ફૂટફાટ પડશે તમારામાં ને તમે સૌ હારશો,
હમ્મેશ માટે હિન્દુઓનો વાવટો ઉતારશો.
સરદાર સૈનિક પેશ્વા સૂશે બધા સંગ્રામમાં,
ને મરાઠાનું નામ પણ રે'શે નહિ આ ધામમાં.

× × × ×

બ્રાહ્મણ–મરેઠા બેઉમાંથી સંપ સત્વર ખૂટશે,
દુશ્મન તમારા દેખતાં પૂના તમારૂં લૂટશે.
ધીરે ધીરે શાહી કદમ એ આ તરફ સરકાવશે,
મહારાષ્ટ્ર પર ઇસ્લામનો એ વાવટો ફરકાવશે.
દેવળ તમારા તોડશે...મૂર્તિ તમારી ભાંગશે,
ચારે તરફથી દવ હવે દારૂણ સળગવા લાગશે.

× × × ×

જો હું રડી છું આજ કાલે ભાઈ રડવા માંડશે,
રંડાઇ છું હું તેમ આ મહારાષ્ટ્ર આખું રાંડશે.
કીધી કલંકીત આબરૂ મ્હારી તમારી પણ થશે,
સૌભાગ્ય મુજ સળગી ગયાં ત્યમ આપના સળગી જશે.
સાચાં પડે આ શબ્દ પશ્ચાત્તાપ થાયે આપને,
સંભારજો ત્યારે સતી આ યમુનાના શ્રાપને.

સદાશીવરાવ ! જો હું સતી હોઇશ, તો મ્હારો આ શ્રાપ સાચો પડશે, એની ખાત્રી રાખજો. "

"હા...હા...હા...હા...હા..." ભાઉ એની ભવિષ્યની આગાહીની અવગણના કરી અટ્ટહાસ્ય કરતો દરબાર છોડી જવા ઉભો થયો.

"હસી લે, હસી લે, હમણા સમય છે. હસાય એટલું હાલ હસી લે, પરંતુ એક દિવસ એવો આવશે, કે મ્હારા આજના શબ્દોને સંભારતો તું પેશ્વાઇની આ ભાંગીતૂટી ઇમારતોના પત્થરો પર છેલ્લા આંસુ વેરતો છેલ્લો શ્વાસ છોડશે. અને હું પણ હાલ મરવાની નથી. એ દિવસ જોવા...મ્હારો આપનો સાક્ષાત્કાર કરાવવા, મ્હારા ઉપર ઓઢાડેલા ખોટા કલંકને ત્હારા હૃદયના પવિત્ર આંસુઓથી ધોવા, અને મ્હને રડાવી હસ્યા છે, એમને રડતા જોઈ હસવા માટે જરૂર જીવીશ... જરૂર થોભીશ. હા...હા...હા...હા...હા..." એ દિવાની ખડખડાટ હસી પડી. પોતાના મૃત પતિનું શબ એણે હાથમાં લીધું. "બસ... હવે હું જાઉં છું." એણે એક ડગલું આગળ જવા ભર્યું.

"ઉભી રહે, એ વીર સરદારના શબને ત્હારા અપવિત્ર અને ખૂન ભર્યાં હાથોથી અગ્નિસંસ્કાર થાય, એ જોવા અમે ઇચ્છતા નથી. માટે..." હનમંતરાવ એને જીવતી જતી ન જોઇ શકવાથી પોતાનું છેલ્લું તીર છોડવા ન ચૂક્યો.

"ખબરદાર! ખસી જા..." મ્હારા માર્ગમાં આડો આવ્યો, તો અહીં જ જીવતો ને જીવતો સળગાવી મૂકીશ. મ્હને અપવિત્ર કહેનાર, પેશ્વાના કાન ભંભેરનાર નીચ નરાધમ! ત્હારા માતૃદ્રોહના પાપે ખરડાયલા હાથે મ્હારા તેમજ મ્હારા પ્રિયતમના પવિત્ર શરીરને સ્પર્શીશ, તો આ તલવારને એકજ ઝટકે એને કાપી નાખીશ." કહેતાં એ ઉશ્કેરાયલી વીરાંગનાએ પોતાના મૃત પતિના શબની કમરે લટકતી તલવાર જમણે હાથે બ્હાર ખેંચી કાઢી ધસી આવતા હનમંતની સ્હામે

ધરી. ડાબે હાથે પતિનો દેહ પોતાના દેહ સાથે ટેકવી એ અગ્નિ ઝરતી આંખે પાછલે પગે દ્વાર તરફ વળતા ગર્જી: "નાપાક! મ્હારૂં દીલ જાણે છે, દયાનિધિ દેવ જાણે છે, અને મ્હારા અસ્ત થયેલ આ સૌભાગ્ય–સૂર્ય જાણે છે, કે હું અપવિત્ર છું કે પવિત્ર?"

"તો જોઉં, ક્યાં છે ત્હારી એ વીરતા? ક્યાં છે ત્હારી એ પવિત્રતા?" કહેતાં એના હાથમાંથી યશવંતનું શબ આંચકી લેવા હનમંતરાવે પોતાનો જમણો હાથ લંબાવ્યો.

"ત્હારા દિવસ ભરાઇ ચૂકયા છે. દેશદ્રોહી! લે... ત્હારી ઉદ્ધતાઇનું આ ઇનામ, ને યાદ રાખ મ્હારી આ વીરતા ને પવિત્રતા..." તલવારને એક જ ઝટકે હનમંવતરાવનો જમણો હાથ તેના કાંડાથી જૂદો કરી નાખતાં એ ઝનૂનભેર આગળ વધી.

"શું ભર્યા દરબારમાં પેશ્વા સરકારના એક સરદારનું આ અપમાન?" સદાશીવ ભાઉ હવે લાલપીળો થઇ ગર્જ્યો.

બાલાજીરાવથી પણ આ અપમાન ન સંખાયું. "ભાઉ! એને પકડો." એના મોઢામાંથી એટલા ઉદ્‌ગાર સહસા બ્હાર પડી ગયા. એણે પોત્તે પણ સિંહાસનેથી નીચે ઉતરી તલવાર તાણી. અન્ય સરદારોએ પણ એનું જ અનુકરણ કર્યું. ત્યાં તો સદાશીવરાવ બોલ્યો: "ખસી જાવ...તમારા કોઇનું કામ નથી. એ ફૂલને ચૂંટી નાખવા હું એકલો જ બસ છું."

"બસ...જીવ વ્હાલો હોય તો એટલે જ રહો, મ્હારા અવિચારી સરદાર! તમને હજુ પણ શકા હોય તો જુઓ આ યમુનાના સતીત્વની સચ્ચાઇ....."

એ પવિત્ર બ્રાહ્મણ-બાળાએ તલવારની અણી વડે પોતાની હથેલીમાંથી લોહીની ધારા જમીન ઉપર પાડી. સતીના એ ટપકતા રક્તબિન્દુઓમાંથી અગ્નિની જ્વાળાઓ ઉઠી. આગળ વધેલો ભાઉ બે કદમ પાછો હઠી ગયો. પેશ્વા તેમજ અન્ય સરદારોના હાથમાંથી તલવારો સરી હેઠે પડી. ઠુંઠો હનમંત પણ એ જ્યોતથી ઝંખવાઈ જ્યાં ને ત્યાં સ્થંભી ગયો. દરમ્યાન યમુના વીરતાથી નીગળતે સાદે બોલી: " પેશ્વા સરકાર ! હું જાઉં છું. પણ જતાં જતાં આપને ફરી એક વાર ચેતાવતી જાઉં છું. આ બેવફા હનમંતનો વિશ્વાસ નહિ કરતા. આ અવિચારી ભાઉની અક્કલે નહિ ચાલતા. નહિ તો પસ્તાશો, ખત્તા ખાશો.

આ દેશદ્રોહી છે...તમે એનાથી ચેતી ચાલજો,
વિશ્વાસઘાતીના તમે વિશ્વાસ પર નહિ મ્હાલજો.
પ્રત્યેક એનો શબ્દ શંકાની નજરથી ભાળજો,
આ શાહના જાસૂસની જાસૂસીથી સંભાળજો.
જોજો લૂંટાતા નહિ તમે આ ચોર જેવા શાહુથી,
ને મિત્રતા કરતા નહિ આ અવિચારી ભાઉથી.

× × × ×

આ દેશદ્રોહી નીચ આખી સલ્તનત ઉથલાવશે,
આરોપ એનો આ સદાશીવ ભાઉ ઉપર આવશે.
પડખે ઉભો રહી નીચ આ પાસા પ્રપંચી ઢાળશે,
આ આંધળો સાહસિક સુકાની નાવ ઉંધુ વાળશે.
માટે હલેસાં દેશના નહિ હાથ એને આપજો,
જો જીવવા ઈચ્છો તો નહિ સેનાપતિ આ સ્થાપજો.

× × × ×

એના કથાસર ચાલશો...તો મ્હોતને બોલાવશો,
પરતંત્રતાના દ્વાર જાણી—જોઇને ખોલાવશો.
છેલ્લી વખત કહું છું હવે કહેવા ફરીથી નહિ મળું,
એને કહે પગલું ન ભરતાં આંખ મીંચી આંધળું.
(પણ) કહું છું છતાંયે ભૂલશો...કર્મે લખ્યું પલટાય ના,
કારણ કદાપી આ **સતીનો શ્રાપ** ખાલી જાય ના."

ધનુષ્ય–કમાન પરથી તીર છૂટી જેમ જોતજોતામાં ચાલ્યું જાય, તેમ એ અદ્રસ્ય થઇ ગઈ. એના જવા સાથે જ પેલી જ્વાળા પણ આપોઆપ શાન્ત થઈ ગઇ. પણ એના ભયંકર શબ્દોએ પેશ્વાના હૃદય ઉપર ઘણી ઉંડી અસર કરી. પાસે દીઙ્મૂઢ અને શરમિંદા બની ઉભેલા સરદાર **સદાશીવને** એણે ધ્રૂજતે સાદે પૂછ્યું: "**ભાઉ**! ત્હને કંઇ આમાં સમજાય છે? એ ડાહી હશે કે દિવાની? પવિત્ર હશે કે અપવિત્ર? ખૂની હશે કે નિર્દોષ? આપણાથી એને અન્યાય થયો હશે કે ન્યાય?"

"સરકાર! ખૂની માણસો ઘણી વાર પકડાઇ જતાં આમ પાછળથી શિક્ષા થવાના ભયે ઉશ્કેરાઇ અને પાગલ બની જાય છે."

"હું ત્હારી વાતને મળતો થાઉં છું. **ભાઉ**! પણ...એના સતીત્વની જ્વાળા......"

"એ બધા પૈશાચિક વિદ્યાના પરાક્રમ..."

"ત્યારે એના ત્હારે અને હનમંતને માટેના શંકાશીલ શબ્દો... એનો શ્રાપ......"

"અરે ! એવા લવારાને ગણકારે છે જ કોણ ? વળી એવી પતિવ્રાતીની સતીઓના શ્રાપ લાગતા હોય, તો પછી જોઇએ છે જ શું ? ચાલો...ચાલો...સરકાર ! એવી ભીરૂતાભરી ચિન્તાને ઉચી મૂકો, અને સરદાર હનમંતરાવની......"

એ આગળ વધે, આગળ બોલે, ત્યાં તો એક સૈનિક ત્યાં શ્વાસભેર ધસી આવ્યો, બોલ્યો: "નિઝામ ઉલ-મુલ્કે મહમદશાહ સાથે મળી જઇ ફરી ધાંધલ મચાવ્યું છે, અને મ્હારા સાંભળવા પ્રમાણે પૂના સર કરવા દિલ્હીપતિ જબરી ફોજ સાથે ચઢી આવવા નીકળી ચૂકયો છે."

"ઠીક જા, તું દુર્ગપાળને ખબર આપ, અમે યોગ્ય તૈયારીઓ કરીએ છીએ." ભાઉએ પેશ્વા વતી એને હુકમ કર્યો.

યમુનાના પ્રયાણ-પગલે જ યુદ્ધના શ્રી ગણેશ મંડાયા. સતીના શ્રાપે પેશ્વાના ભ્રમીત મગજમાંથી ભૂંસાયલા ભણકારા ફરી તાજા કર્યા. "એણે શ્રાપ દીધો છે...મ્હને શ્રાપ દીધો છે..."

"મહારાજ ! ચાલો આપણે યુદ્ધ-સંબંધમાં કંઈ યોજના ઘડીએ."

"ચાલો..."

એ ગયો, પણ એના હૃદયમાં હજુ એ જ ભણકારા હતા, એ જ ગૂંજાર હતા: "મ્હારાથી એને અન્યાય તો નહિ થયો હોય ! એનો શ્રાપ સાચો તો નહિ પડે ?"

—+ ખરેખર ! સતીના સ્નેહ તેમજ શ્રાપ ઉભયમાં અગાધ શક્તિ છે. +—



## પુષ્પ: ૬

## "પ્રતિજ્ઞા-પાલન."



પેશ્વાઇ સત્તાની સ્હામે પોતાનું મગરૂર મસ્તક ફરીથી ઉંચકવાની હિંમત કરનાર નિજામને હરાવી તેની પાસેથી ભોપાળની સંધી મુજબ રૂપીઆ પચાસ લાખ લઈ પેશ્વા બાલાજીરાવ પુના તરફ પાછો ફરતો હતો, ત્યાં તો એને ખબર મળી, કે રાઘોજી ભોંસલેએ બંગાળા ઉપર સ્વારી કરી ત્યાંના સુબા અલીવર્દીખાનને ન્હસાડી મૂકયો છે. અલીવર્દીખાને આથી પેશ્વાની મદદ માગી, અને એક મ્હોટી રકમ બદલામાં લેવાની નક્કી કરી બાલાજીરાવે બંગાળે જઈ રાઘોજીને ન્હસાડવા પોતાના વિશ્વાસુ સરદાર ભાઉને મોકલી આપ્યો. આ સાહસિક સરદારે રાઘોજીને સતારે ન્હસાડી ઈ. સ. ૧૭૪૩ માં બંગાળાનો કબજો અલીવર્દીખાનને પાછો સોંપ્યો. આ વખતે અંગ્રેજોએ રાઘોબાથી બચવા માટે ડરીને કલકત્તાની આસપાસ એક જબરી ખાડી ખોદાવી, જે હજુ મરેઠી ખાઈ તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

શુરવીર સદાશીવ ભાઉની આ ગેરહાજરી દરમ્યાન પુના સર કરવાની સોનેરી તક સાધવા દેશદ્રોહી હનમંતરાવે મહમદશાહને ન્હોતર્યો. પોતાના અપમાનનું તથા રાજ્યમંત્રી ખાનના ખૂનનું વેર વાળવા ઉપરાંત પોતાના હાથમાંથી ન્હાસી છૂટેલા રાજ્યકેદીઓને પાછા

મેળવવાની તક શોધતો મહમદશાહ એને માટે તૈયાર જ હતો. ત્યાં હનમંતરાવ જેવા બળવાન સરદારની મદદ–પત્રિકા એને મળી. પછી શું પૂછવું ? સદાશીવરાવ સૈન્ય સાથે પુને પાછો ફરે તે પ્હેલાં એ પુનાને દુર્ગદ્વારે આવી પહોંચ્યો.

પેશ્વા બાલાજીરાવને નહિ જેવા દિવસો ઉપર સંધી કરી પોતાને ખંડણી આપનાર મહમદશાહના આ એકાએક હુમલાની સ્વપ્નેય આશા ન્હોતી, તેમ એના સૈન્યનો મ્હોટો ભાગ સદાશીવની સાથે ગયેલ હોવાથી એ પ્હેલાં તો ગભરાટમાં પડી ગયો, પરંતુ પાછળથી એને એક વિચાર સ્ફૂરી આવ્યો. સતી યમુનાનો શ્રાપ હજુ એની આંખો આગળ જ રમી રહ્યો હતો. પોતાના હૃદયની શંકા નિવારવા એણે સરદાર હનમંતરાવને પોતાની ટુકડી સાથે દિલ્હીપતિનું સ્વાગત કરવાનો હુકમ કર્યો. પોતે વફાદાર છે, એમ બતાવવાનો ખોટો ડોળ કરી દેશદ્રોહી હનમંતરાવે આખો દિવસ દુર્ગની અંદર રહી પોતાના સેંકડો શુરવીરોને પોતાની ઈર્ષાની આગમાં હોમી દીધા, અને રાત પડતાં જ દગો કરી એ પાપાત્મા દુર્ગના દ્વારો ઉઘાડી નાખી શાહના સૈન્ય સાથે મળી ગયો. હનમંતરાવની મદદ અને સલાહથી આવેશમાં આવી જઈ શાહે પોતાના તમામ સૈન્યને રાજમહેલ ચોતરફથી ઘેરી લેવાનો હુકમ કર્યો. વફાદાર હનમંતના બેવફા બન્યાના સમાચાર પેશ્વાને કાને પડતાં જ અને શાહી સૈન્ય દુર્ગની અંદર પ્રવેશી ચૂકેલું જોતાં જ એને યમુનાના શબ્દો સમજાયા. છતાં એ વીર નર હિંમત ન હાર્યો. પોતાના તમામ અંગરક્ષકોને એકઠા કરી એણે કંઇક કંપતે અવાજે કહ્યું: " મ્હારા જન્મ–મરણના સંગાથીઓ ! તમારા મહારાષ્ટ્રીય ધ્વજને ઉગારવાનો હવે એક જ રસ્તો છે, અને તે તમારામાંથી કોઇ સાહસિક

વીર દુશ્મનનું અગણિત સૈન્યદળ ચીરી, એ તમામની આંખમાં ધૂળ નાખી, સહીસલામત સદાશીવ ભાઉ પાસે પહોંચી તેને આ વર્તમાનથી વાકેફ કરી મદદને માટે અહીં તેડી લાવે. બોલો, તમારામાંથી આ જીવ-સટોસટનું સાહસ ખેડવા કોણ તૈયાર થાય છે ?"

"પેશ્વા સરકારનું એ કાર્ય હું બજાવીશ." મૂછનો દોરોય ન્હોતો ફૂટયો એવો એક દેખાવડો નવયુવાન આગળ ધસી આવ્યો.

"શાબાસ ! બહાદુર નવજુવાન ! તું કોણ છે વારૂ ?"

"હું મ્હારી એ ઓળખાણ આપને કાર્ય કીધા પછીથી જ આપીશ."

"ભલે, લે આ મ્હારી રાજમુદ્રિકા ! અને સદાશીવ ભાઉને આ વર્તમાનથી વાકેફગાર કરી એકદમ અહીં તેડી લાવ. ત્હારા આગમન ઉપર જ મરેઠી સત્તાના અસ્તિત્વનો આધાર છે, એ ન ભૂલતો."

એણે જવાબમાં કેવળ મસ્તક નમાવી મુદ્રિકા લીધી. બીજી જ ક્ષણે એણે વેશ પરિવર્તન કરી છૂપે રસ્તે પુનાના દુર્ગ બહાર પોતાનો અશ્વ મારી મૂકયો. જ્યારે આ બાજુ બહાદુર પેશ્વાએ એના તમામ શૌર્યથી શાહના સૈન્ય ઉપર આક્રમણ કર્યું. એની અસીમ વીરતાએ શાહના સૈનિકોની તલવારના પાણી જોતજોતામાં ઉતારી નાખ્યા. એકલે હાથે બાપ-દીકરાએ મળી એ દગાબાજ દુશ્મનો સાથે બરાબર ચાર કલાક ટક્કર લીધી.

અને હુનમંતરાવ—એ ઘરનો પાળેલો કુતરો ઘરના જ માણસોને લૂટાવવા- બેવફા બની ઘરમાં ચોર ઘુસાડવા તૈયાર થાય, ત્યાં તો અર્ધે રસ્તે જ મળી ગએલા સદાશીવ તથા સૈન્યને લઈ પેલો નવજુવાન પુનાને દુર્ગે આવી ઉભો. "શિવાજી મહારાજની જય ! સમર્થ સ્વામી રામદાસની જય ! પેશ્વા સરકાર બહાદુરની જય......" એવી

જય ગર્જના સાથે દુર્ગમાં પ્રવેશી ચૂકેલા સૈન્યને સદાશીવરાવે વિશ્વાસઘાતીઓને વીણી વીણીને મારવાની ભયંકર આજ્ઞા આપી દીધી.

પેશ્વા બાલાજીરાવ માતૃદ્રોહી સરદાર હુનમંતરાવને ખોળતો હતો, જ્યારે પેલો નવજુવાન બાદશાહ મહમદશાહને શોધતો હતો. આખરે બાલાજીરાવની નજર હુનમંત ઉપર પડી. પેશ્વાઈ સર કરવા આવેલા શાહના સોનેરી સ્વપ્નાઓ આભમાં ઉડી જતાં, બંને બાજુએથી ઘેરાયલો એ હજારો સૈનિકોની ખ્વારી સાથે જીવ બચાવવા દિલ્હી તરફ ન્હાસવાની તૈયારીમાં હતો. નરાધમ હુનમંત એની પાસે જ ઉભો હતો. ત્યાં એક બાજુએથી પેશ્વા અને બીજી બાજુથી પેલો નવજુવાન ધસી આવ્યાં. પગની નીચે ધનુષ્ય-કમાન દાબી હુનમંતે વનરાજની માફક ઘૂમતા ભાઉની છાતી વિંધવા ડાબે હાથે કાતીલ તીર ચઢાવ્યું. નિશાન તાકી દોર તાણી, ત્યાં તો પાછળ આવી પેશ્વા બાલાજીરાવે તેના એ બાકી રહેલા બીજા હાથને પણ તલવારના એક જ ઝટકાએ ઉડાડી દીધો. એ લોહીલોહાણ થઈ ત્યાં ઢળી પડ્યો, જ્યારે આ બાજુ એના ધનુષ્યમાંથી છટકેલા તીરે અસાવધ એવા ભાઉનું ડાબુ પડખું ભેદી નાખ્યું. ભાઉ પડ્યો, હુનમંત પડ્યો, ત્યાં તો "ઉભા રહો......શાહ સાહેબ ! તમે ક્યાં કોરા રહી છટકી જાવ છો ? મ્હારી આબરૂનો જવાબ હજુ બાકી છે." એમ બોલતો એ નવજુવાન પોતાની તલવારનો ઘા એની ઉપર કરે, ત્યાં તો એણે, અશ્વને એડી મારી દોડાવી મૂક્યો. એ બાહોશ યુવાને એક ક્ષણ પણ ન થોભતાં એની પૂંઠ પકડી. પાછળ રહ્યાં રહ્યાં એણે તીર મારી. એના આગળ વધતા અશ્વને જમીનદોસ્ત કર્યો. અને શાહ જમીન ઉપરથી પૂરો ઉભો થાય, ત્યાં તો એ વીર યુવાને નેમ તાકી બીજું તીર

છોડયું. એ બરાબર શાહની ડાબી આંખમાં ખૂંપી ગયું. એ લોહીલોહાણુ થઈ જમીન ઉપર પાછો પટકાઇ પડયો. ત્યાં તો એ નવયુવાન એની છેક પાસે આવી પહોંચ્યો, બોલ્યો: "મહમદશાહ! આજ પછી પારકાની વહુ–દીકરીઓ ઉપર આંખો બગાડતાં પહેલાં તમારી પોતાની મા–બ્હેનોની આબરૂનો પૂરેપૂરો વિચાર કરજો. સમજ્યા? આ યમુના પોતાના પતિના છેલ્લા શબ્દોને માન આપી, **પ્રતિજ્ઞા–પાલન** કરી આપની વિદાય લે છે. જો હું ધારૂં, તો ત્હને જાનથી બેજાન કરી શકવાને આ વેળા શક્તિમાન છું, પણ નહિ.. ...નિશસ્ત્ર અને નિરાધાર ઉપર ઘા કરવો એ બાયલાનું કામ છે, એવું અમારા આદર્શ હિન્દુધર્મનું એક અજોડ સુત્ર હોવાથી, અને ભવિષ્યમાં ત્હને ત્હારી આ ભૂલનો પશ્ચાતાપ કરવાનો સમય મળે, એ આશાથી હું ત્હને જીવતો છોડી જાઉં છું..........."

એ નવયુવાન ત્યાંથી ચાલતો થયો. તરત જ બાદશાહનુ પાછું ન્હાસતું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું. ઘાયલ શાહને અશ્વ ઉપર નાખી એક બહાદુર યવન સરદાર એને બચાવી ગયો, જ્યારે બીજી બાજુ સદાશીવરાવને યોગ્ય ઉપચાર કરવા રાજ્યકર્મચારીઓના હાથમાં સોંપી બાલાજીરાવ હનમંતરાવ પાસે આવી ઉભો. શાહી સૈન્યની પૂંઠ પકડવા જતા મરેઠી સૈન્યને પાછા ફરવાનો હુકમ કરી એણે તરફડીઆ મારતા લોહીલોહાણ હનમંતરાવ તરફ નજર નાખી. ત્યાં તો પેલો નવયુવાન પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરી ત્યાં આવી પહોંચ્યો. "લ્યો, સરકાર! આ આપની રાજ્યમુદ્રિકા! હું આપનું કાર્ય બજાવી ચૂક્યો છું. હવે જઈશ........."

"પણ આપનું નામ–ઠામ?"

"મ્હારૂં નામ........." એ આગળ બોલે, તે પ્હેલાં એની નજર હનુમંત ઉપર પડી. "આ શું? કોણ હનુમંતરાવ!"

"હા...... હું હનુમંતરાવ.........યમુના......મ...હને માફ કર.........હું ઘોર અપરાધી છું."

"કોણ યમુના?"

"હા! પેશ્વા સરકાર! મરતા પતિની અધુરી ઇચ્છા પૂરી કરવા મ્હારી **પ્રતિજ્ઞા-પાલનને** અર્થે જ હું અહીં આવી હતી. મ્હારૂં એ કાર્ય મ્હેં પૂરૂં કર્યું છે......હવે જઇશ........."

"પે...શ્વા...બા...લાજી...રાવ...મ્હને ક્ષમા......બ્હેન... યમુના મ્હને માફી........." એણે યમુના તથા પેશ્વાના પગમાં પોતાનું માથું મૂક્યું.

"ત્હને માફી!......" પેશ્વાએ એનો તિરસ્કાર કર્યો.

"ભાઈ! પ્રભુ ત્હને આ ત્હારા પાપની માફી આપે." કહેતાં સજળ નયને યમુનાએ એના માથા ઉપર હાથ મૂક્યો.

"બ......સ... હવે હું સંતોષથી મરીશ......"

એના પ્રાણ છૂટી ગયા. યમુના બોલી: "પેશ્વા સરકાર! કરે તે ભરે, એ કુદરતનો ન્યાય છે. મ્હારા શબ્દો હજુ કાંઈ આપને સમજાય છે?"

"યમુના! યમુના! તું મનુષ્યલોકમાં અવતરનાર સાક્ષાત્ દેવબાળા છો, ત્હને અપવિત્ર ગણી, અન્યાય આપી મ્હેં ત્હારો અપરાધ કર્યો છે. પરંતુ આજ મ્હારી આંખો ઉઘડી ગઇ છે. મ્હારે ખાતર નહિ, તો ત્હારી જન્મભૂમિ, માતૃભૂમિને ખાતર પણ ત્હારા શ્રાપનો અનુગ્રહ કર." **બાલાજીરાવે** ગળગળતે કંઠે એને વિનતિ કરી.

" હવે શું ? થનાર થઇ ગયું. પેશ્વા સરકાર ! આ યમુનાનો શ્રાપ હવે કોઈ કાળે પણ મિથ્યા નહિ થાય, નહિ થાય, તે નહિ જ થાય. તેમ છતાં હું મહારાષ્ટ્રમાં જન્મી છું, એ ભૂમિને માટે મ્હને પૂરેપૂરૂં માન અને અભિમાન છે. પરંતુ વિધાતાના અમર લેખ ભૂસવાની કોઇનામાં તાકાત નથી. પેશ્વાઇની પડતીને માટે વિધાતાના હથીયાર તરીકે સર્જાવાનું મ્હારે ભાલે લખ્યું હશે, તે કેમ મિથ્યા થાય ?

ભૂલ કરતાં થઇ ગઈ પણ હવે હું પસ્તાઉં છું,
સુધરી શકે તો એ હજુ સુધારવા હું ચાહું છું.
અંધા બન્યા'તા આપ પણ હા ! તે દિવસ ઈન્સાફમાં,
ને હુંય પાગલ થઇ ગઇ'તી સ્વામીના સંતાપમાં.
બસ વહી ગયો એ વખત આજે ફરી સંભારાય ના,
જે થઇ ગયું તે થઇ ગયું...એ હવે મિથ્યા થાય ના.

* * * *

તીર છૂટયું કમાનેથી... પછી એ રોકાય ના,
કડી તૂટી પછી કાંટે...કદી એ તોકાય ના.
નાથ તૂટી પછી સોયે દોર એ પોવાય ના,
આંખ ફૂટી પછી એથી આ જગત્ જોવાય ના.
હર્ફ નિકળ્યો હોઠમાંથી... પછી એ ખેંચાય ના,
સતી સ્ત્રીનો શબ્દ કદી બે વખત વ્હેંચાય ના.

માટે તમે એ અભિલાષાઓ હવે પડતી જ મૂકો."

" તો શું મહારાષ્ટ્ર આખરે પડશે, હિન્દુધર્મનો વિજય-ધ્વજ હમેશને માટે હેઠો ઉતરશે ?"

" સમય સમયના રંગ જરૂર બદલશે. બાલાજીરાવ ! એમાં કોઇનું કંઇ ચાલી શકે એમ નથી."

" યમુના! યમુના! ત્યારે શું પેશ્વાઇની પડતી અટકાવવા હવે એકે ઉપાય નથી?"

" ઇશ્વરકૃપા વિના મનુષ્ય–યત્ન નકામા છે. પેશ્વા સરકાર! તેમ છતાં હું જતાં જતાં આપને ફરી વાર ચેતાવું છું, કે આ યમુનાના શબ્દેશબ્દ ઉપર વિશ્વાસ રાખજો. એનો શ્રાપ અક્ષરેઅક્ષરે સત્ય નિવડશે. અને જો ડાહ્યા હો! પેશ્વાઇની પડતી થતી અટકાવવાને તમારામાં એ ભગીરથની માફક આકાશમાંથી ભાગીરથી ઉતારવા, તેમજ બ્રહ્મચારી ભિષ્મની માફક યમના દૂતોને સ્થંભાવવા જેટલા પ્રબળ અને અચળ પુરૂષાર્થ હોય, તો ભાઉ જેવા અવિચારી અને ઉદ્ધત સરદારની અક્કલે કદાપી પણ નહિ ચાલતા. પણ......તમે નહિ રહો. તમને તમારૂં ભાગ્ય ભૂલાવશે.

હાહુલી ઉપર વૈર લેવા એ પૃથુ ડૂલી ગયો,
ચામુંડની છેલ્લી સલા' ચૌહાણ એ ભૂલી ગયો.
ભર્તૃહરિએ વાત વિક્રમની જુઓ માની નહિ,
ને મુંજ પણ રાખી શકયો મૃણાલથી છાની નહિ.
મ્હેં ઓળખ્યા નહિ નાથ એ પણ ભૂલ મ્હારા ભાગ્યની,
નહિ ઓળખી આપે મ્હને એ ભૂલ તમારા ભાગ્યની.

પરિક્ષિત અને જયદ્રથ જાણવા છતાંય પોતાના મૃત્યુને ન્હોતા અટકાવી શક્યાં. માટે ભૂલને નિવારવાના પ્રયત્ન કરવા કરતાં એના પરિણામને ભેટવાની જ હવે તૈયારી કરો......મ્હેં મ્હારી પ્રતિજ્ઞા પાલન કરી છે, તમે તમારી પ્રતિજ્ઞા પાલન કરો......બસ......" એ ચાલી ગઇ. "યમુના...યમુના... કરતો પેશ્વા એને જતી જોઇ રહ્યો."

ભૂલ કરવી અને સુધારવી સ્હેલી છે, પણ ભોગવવી મુશ્કેલ છે.

# પુષ્પ: ૭

## " પેશ્વાઈની પડતી."



સદાશીવરાવ ભાઉનો શારિરીક જખ્મ રૂઝાયા છતાં પેશ્વાનો માનસિક જખ્મ હજુ ન્હોતો રૂઝાયો. બાલાજીરાવે છેલ્લા યુદ્ધમાં પોતાની વીરતા અને સાહસિકતાનો ગુપ્ત પરિચય કરાવનાર યમુનાને માટે એક પણ શબ્દ કોઇને કાને ન્હોતો નાખ્યો, તેમ ભાઉને પણ 'પોતાને પેશ્વાનો મદદનો સંદેશો પ્હોંચાડનાર એ નવયુવાન યમુના હશે,' એવી કલ્પના સરખી હજુ ન્હોતી ઉદ્‌ભવી, એટલે એણે પણ એ વિષે પેશ્વાને કોઈ પણ પ્રકારનો ખુલાસો ન્હોતો પૂછ્યો. પરંતુ બાલાજીરાવે બેવફા હનમંતરાવના દેશદ્રોહી વર્તનની વાત જ્યારે ભાઉને કાને નાખી, યમુનાના શ્રાપની વાત ફરીથી એની પાસે છેડી, ત્યારે પણ એણે " નસીબમાં લખ્યું હશે તે થશે." એવી બેફિકરાઈ બતાવી એ વાત ન ગણકારી, અને આથી સતીના શ્રાપનો પ્રત્યક્ષ પરચો જોઇ ચૂકેલા પેશ્વાના હૃદયમાં પેશ્વાઈની પડતીને માટેની શંકા દિવસે દિવસે મજબૂત થવા માંડી.

હનમંતરાવના આયુષ્ય-દોરનો અંત આવ્યો, સદાશીવરાવ ઘાયલ થઈ બચી ગયો, અને મહમદશાહ હજારો સૈનિકોની ખ્વારી સાથે પોતાનું એક નેત્રરત્ન ગુમાવી ઘણી જ શરમભરેલી નામોશી સાથે દિલ્હી પાછો ન્હાઠો. એના અંતરસૃષ્ટિમાં ચણાયલા એકેએક આશાના

દુર્ગો તૂટી પડયા. એ પછી હૃદયરોગથી પીડાતાં એ દિલ્હીનરેશે આખરે પાંચ વર્ષે પોતાનો પ્રાણ છોડયો.

અને આ યુદ્ધ પછીના પાંચ વર્ષ દરમ્યાન ઇતિહાસના પાના ઉપર એવી એકે જાણવાજોગ લડાઈ નથી જાગી. પરંતુ ઈ. સ. ૧૭૪૮ માં એકાએક પાંચ ઇતિહાસ–પ્રસિદ્ધ બનાવો બની ગયા. દિલ્હીનો બાદશાહ મહમદશાહ, સતારાનો રાજા શાહુ, અને નિઝામ–ઉલ–મુલ્ક મરણ પામ્યા. અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે સુલેહ થવાથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું, અને અહમદશાહ અબદલ્લીએ પંજાબ ઉપર સ્વારી કરી.

શાહુ અપુત્ર મરણ પામ્યો, એટલે વસીઅતનામાની રૂએ બાલાજીરાવ પોતાનો પક્ષ મજબૂત કરી પોતાની સ્વતંત્ર ગાદી પુનામાં કરી, સતારાના રાજાથી સ્વતંત્ર થયો. ઈ. સ. ૧૭૫૧. એ પછી રાઘોબાએ ફરી પાછું માથું ઉંચકયું. એના બળવાન ને તોફાની મરેઠી સૈન્યે અહમદશાહ દુરાનીના સુબાઓને ન્હસાડી દિલ્હી અને પંજાબ જીતી લીધા. ઈ. સ. ૧૭૫૮. આ પ્રમાણે છેલ્લા પચ્ચીસ વરસમાં બાજીરાવનું ભવિષ્ય ખરૂં પાડી મરેઠાઓએ પોતાનો ભગવો ઝુંડો અટક સુધી ફરકાવ્યો. જ્યારે આ બાજુ ચીમનાજી આપાના પુત્ર સદાશીવ ભાઉએ ઇ. સ. ૧૭૬૦ માં નિઝામની ગાદીએ બેસનાર સલાબતજંગને ઉદ્‌ગીરના યુદ્ધમાં હરાવી પાયમાલ કરી નાખ્યો. આ પ્રમાણે જ્યારે અંગ્રેજો હિંદમાં પોતાની સત્તા સ્થાપવાનો પ્રયત્ન કરતા હતા, ત્યારે પેશ્વાની સત્તા સંપૂર્ણ જામેલી હતી.

પરન્તુ એ સૂર્ય જેટલી ઝડપથી ઉગ્યો, તેટલી જ ત્વરાથી પાછો આથમી ગયો. દમનનીતિથી મેળવેલી કઈ શહેનશાહત અને સત્તા

ચીરંજીવી રહી છે, કે એ રહે? સતી યમુનાના શ્રાપની શરૂઆતનાં દિવસ હવે પાસે આવી પહોંચ્યા હતા. સદાશીવ ભાઉને એના સ્મરણ-ભણકાર ન્હોતા રહ્યા, છતાં બાલાજીરાવના કાનમાં હજુ એ વર્ષોની વાતની ભવિષ્યવાણીના શોર પડઘા જેવા ને તેવા જ કાયમ હતા. તેમ છતાં ભરતખંડમાં તો મરેઠાઓનો મદ ઉતારે એવી કોઈ દૈવત-વાળી સત્તા અત્યારે હતી જ નહિ, એટલે કુદરતે એમને માટે ભરત-ખંડની બ્હારની પ્રજાને કારણભૂત બનાવી. અને એ પ્રજા તે અફઘાન!

ઈ. સ. ૧૭૩૯ માં દિલ્હીના મહમદશાહને લૂંટી ત્રીસ હજાર માણસની કત્લ કરી, દુનિયાની બે મહાન અજાયબીઓ મયૂરાસન અને કોહીનુર લૂટી જનાર, "**કત્લે આમ**" ના ઉપનામથી પ્રસિદ્ધ એવા નાદિરશાહનું ઈ. સ. ૧૭૪૭ માં ખૂન થયું. કરણી પ્રમાણેનું ફળ મળતાં જ એની ગાદી અફઘાન સરદાર અહમદશાહ દુરાનીના હાથમાં આવી. એણે હિંદુસ્તાન ઉપર પાંચ વખત સવારી કરી. ઈ. સ. ૧૭૪૮–૧૭૫૧–૧૭૫૬–૧૭૫૯–૧૭૬૧.

પેશ્વા બાલાજીના ભાઈ રાઘોબાએ પંજાબ સર કર્યાથી તેને શિક્ષા કરવાને માટે અહમદશાહ અબ્દલ્લી બળવાન અફઘાન સૈન્ય સાથે પાંચમી વાર હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો. અગાઉની ચારે લઢાઈની માફક એણે આ પાંચમી લઢાઈમાં પણ લીલું લીલું જેવાની આશા રાખી હતી, પરન્તુ એની એ ભ્રમણા બહાદુર મરેઠાઓએ ભાંગી નાખી, એટલું જ નહિ, બલ્કે દુરાનીને આ છેલ્લી લઢાઈમાં વિજય મેળવતાં એવો તો કડવો અને આકરો અનુભવ થયો, કે ફરીથી એણે એ દુર્ભાગી દેશમાં પગ મૂકવાની હિંમત કરી જ નહિ. મરેઠાઓ વીર હતા, અહમદશાહ અબ્દલ્લી જેવા એક નહિ પણ એકવીસ શત્રુને

એકી સાથે જવાબ દઇ શકે એટલા સાધનસંપન્ન હતા, છતાં વિનાશ કાળે વિપરિત બુધ્ધિ ” અનુસાર તેઓમાં માંહોમાંહે મતભેદ અને ફાટફૂટ પડી હતી. ભાઈ–ભાઈના ગળા કાપી પરસ્પર ને પાયમાલ કરવા મથતા હનમંત જેવા કંઇક ઈર્ષાળુ દેશદ્રોહીઓ હજુ રાજ્યસત્તાનો વિનાશ કરવાને માટે પેશ્વાઇના સ્થંભો કંસારીની માફક અંદરખાનેથી ધીરે ધીરે કોરી રહ્યા હતા. અને બીજી રીતે વિચારીએ તો સતી યમુનાનો શ્રાપ ફળવાના દિવસ પણ હવે પાસે આવી પહોંચ્યા હતા.

છેવટ રહી રહીને સત્તર વર્ષે એ સતીના શ્રાપની ધુંધવાતી અગ્નિએ પ્રચંડ જ્વાળામુખી ધીખાવ્યો. પ્રાચીન કાળથી પ્રસિધ્ધ એવા કુરૂક્ષેત્ર અથવા પાણીપતના ઐતિહાસિક મેદાનમાં અફઘાન અને મરેઠાઓ “ હિન્દ કોનું ? ” એ નક્કી કરવાને માટે પોતપોતાની તલવારનું પાણી બતાવવા પૂરતા સૈન્ય અને સરંજામ સાથે પરસ્પર આથડવા એકઠા થયા. આ પ્હેલાં આ રૂધીર–તરસ્યા સ્થાને કૌરવ–પાંડવની મહાભારતની લડાઈ થઈ હતી. તે પછી બીજી વાર ઈ. સ. ૧૧૯૧માં શાહબુદ્દીન ઘોરી અને પૃથ્વીરાજ ચૈહાણની તેમજ ત્રીજી વાર ઈ. સ. ૧૫૨૬માં બાદશાહ બાબર અને ઈબ્રાહીમ લોદીની તલવારો ખખડી હતી. ચોથી વાર ઈ. સ. ૧૫૫૬માં આદિલશાહના વજીર હેમુ અને અકબરના કાકા બહેરામખાન વચ્ચે ઝપાઝપી થયેલી, અને આજ પાંચમી વાર એજ ભોગભીની ભૂમિ ઉપર લોહીના સ્વસ્તિકો પૂરવાની તૈયારી થઇ રહી હતી. એ જગપ્રસિધ્ધ સ્થાનનું ઇતિહાસ–પ્રસિધ્ધ યુધ્ધ ઈ. સ. ૧૭૬૧ ના **પાણીપતના યુદ્ધને** નામે ભારતવર્ષને પાને લોહીના લાલ અક્ષરે લખાઈ આજ પર્યંત અમરત્વ ભોગવે છે, અને ભોગવશે

એક તરફ સત્તાના મદમાં આંધળા થએલા આ ઉન્મત્ત મરેઠાઓ હિંદમાંથી તમામ પરદેશી અને પરધર્મી પ્રજાઓને હાંકી કાઢી હિંદુ રાજ્ય સ્થાપવાનો નિર્ણય કરી ચૂક્યા હતા, જ્યારે બીજી બાજુ તમામ મુસ્લીમ સરદારો અને સૈનિકો દીને ઇસ્લામનો ઝુંડો ભારતવર્ષને કાંગરે ફરકાવવાને માટે અહમદશાહ અબદલ્લીના પક્ષમાં ધાર્મિક ઝનૂનથી લઢવાને માટે ભેગા મળ્યા હતા. હિંદની પાદશાહત–સાર્વભૌમ સત્તા કોને હાથ જશે ? એનો છેલ્લો નિર્ણય કરવા આ ભારતની બે ભડવીર કોમોનું ઇતિહાસના તખ્તા ઉપર યાદગાર રહે એવું ઝેરી ને જીવલેણ આ જંગ હતું. પેશ્વા પાસે પંદર હજાર ક્વાયતી લશ્કર અને તેનો બળવાન તેમજ વફાદાર સરદાર ઇબ્રાહીમખાં ગારદી હોવા ઉપરાંત બસો તોપો પંચાવન હજાર ઘોડેસ્વાર અને બે લાખથી વિશેષ વીર મરેઠી પાયદળ હતું, જ્યારે અહમદશાહ પાસે ફક્ત છેંતાળીસ હજાર આડસો સ્વાર, આડત્રીસ હજાર પાયદળ અને સિત્તેર તોપો હતી. પેશ્વાની સહાયમાં સિંધીઆ, હોલ્કર, ભોંસલે, ગાયકવાડ અને અન્ય બહાદુર મરેઠી સરદારો હોવા ઉપરાંત બીજા રજપૂત રાજાઓ અને જાટોનો રાજા શુરવીર સુરજમલ હતો. ત્યારે દુરાનીને પડખે નજીબુદ્દવલ્લા અને અયોધ્યાના નવાબ હતા. પેશ્વાનું સૈન્ય સંખ્યામાં વિશેષ હતું, એટલું જ નહિ, પરંતુ પ્હેલાના જેવું હવે લૂટારૂ ન હોઇ, ક્વાયતી, કસાયલું અને નિઝામને ઉદ્ગીર આગળ હરાવી વિજયથી ઉન્મત્ત થએલું હતું.

અને આખરે એ સતીનો શ્રાપ સાચો પડયો. પોતાને સેનાપતિપદ ન મળે, તો પેશ્વાનો પક્ષ છોડી જવાની ધમકીથી ડરી, આખરે લાચાર બનેલા પેશ્વાએ વખત વિચારી યમુનાના વચનોને ઠોકરે મારી,

સદાશીવ ભાઉના હાથમાં આ યુદ્ધની સરદારીનો પરવાનો મૂકયો. વાંકી વિધાતાએ એને ભૂલાવ્યો, અને એ ભૂલ્યો. સદાશીવરાવની પ્રબળ સત્તા સ્હામે માથુ ઉંચકવાની અને એના વિના એકલે હાથે અહમદશાહ સ્હામે બાથ ભીડવાની એનામાં શકિત ન્હોતી, એટલે એણે કિસ્મતને ભરોસે દેશનું નાવ મૂકી એનું મન મનાવી લીધુ. ઉદ્‌ગીરના યુદ્ધમા વિજયલક્ષ્મીના વર્યાથી ઉન્મત્ત થયેલ બહાદુર અને સાહસિક પણ અભિમાની, અવિચારી અને ઉતાવળીઓ સદાશીવરાવ યમુનાનો શ્રાપ સદંતર ખોટો સાબીત કરી આપવા વીરહાક ગર્જાવી મયદાને પડયો. વિજયને માટે આટઆટલી અસંખ્ય સેના અને અપાર સામગ્રી છતાં જો મરેઠી સત્તાનો મુકૂટ રણમાં રોળાયો હોય, તો એને માટે એની વાંકી વિધાતા જ જવાબદાર હતી. એ યાદગાર નામોશીને માટે જો કોઇ મનુષ્ય–વ્યકિત જોખમદાર હોય, તો સેનાપતિ સદાશીવરાવ પોત્તે હતો.

બૂઢ પેશ્વાની તેમજ રાજા સુરજમલની ચોકખી ના છતાં પણ અવિચારી અને ઉન્મત્ત ભાઉએ એકદમ આંધળું સાહસ કરી દિલ્હી જઇ શાહી રાજ્યમહેલ લૂટી લીધો, અને પેશ્વાના સત્તર વર્ષના પુત્ર વિશ્વાસરાવને એણે દિલ્હીને સિંહાસને બેસાડવાની પૂરતી તૈયારી કરી નાખી. પરંતુ આમ વગરવિચાર્યું પગલું ભરી આખા હિંદની મુસલમાન કોમને ઉશ્કેરવામાં ડહાપણ નથી, એમ કહી પેશ્વાએ તેને વાર્યો. તે પછી 'લદાઇ કેમ ચલાવવી ?' તે સંબંધી મંત્રણા કરવા પેશ્વાએ એક છૂપી સભા ભરી. સુરજમલ, રાજપૂત સરદારો, અને તમામ મરેઠી વીરોનો વિચાર સ્વ. મહારાજા શિવાજીની પધ્ધતિ પ્રમાણે દુરાની સ્હામે મયદાનમાં પડી બાથ ન ભીડતાં, આસપાસનો

મુલક ઉજ્જડ કરી, ઘાસદાણાની તંગી પાડી, એ દુશ્મનને કાયર કરી એની મેળે આપોઆપ કંટાળી-એ પાછો ફરે એવી રીતી અખત્યાર કરવાની સૂચના કરી. ' પરંતુ અહમદશાહ ચતુર લડવૈયો છે, ' એનું અફઘાન લશ્કર કસાયલું ને બળવાન છે, તેથી તેની સ્હામે સ્હામી છાતીએ ટક્કર ઝીલવામાં ડહાપણ નથી, ' એવી નિર્બળ છતાં વ્યાજબી અને અનુભવી સલાહ એ છકેલા ને વિજયોન્મત્ત સેનાપતિને પસંદ પડી નહિ. એને એ રસ્તો ન્હાનમ્ અને નિર્માલ્યતાનો લાગ્યો, એટલે એણે સિંહ સમો પડકાર કરી કહ્યું: " મહારાષ્ટ્રનું દૂધ ધાવેલો એક પણ મર્દ મરેઠી બચ્ચો મ્હારી સાથે મયદાનમાં પડવા ભલે તૈયાર ન થાય, મ્હને કોઇની પરવા નથી. પરન્તુ મ્હને તમારી આ ભીરૂતાભરી સલાહ માન્ય નથી. હું એકલે હાથે અમરકીર્તિ કરવાનો સંકલ્પ કરી ચૂક્યો છું. તમે નામર્દ હો ! કાપુરૂષ હો ! તો નવવધૂની માફક ઘુંઘટો તાણી ભલે દુર્ગની દીવાલો પાછળ તમારા શરમાળ મુખડાંઓ સતાડી રાખો. મ્હારાથી એમ નહિ બને.

મર્દ થઈ મરદાગીથી ગર્જવું મયદાનમાં,
શોભે નહિ સંતાઇ રહેવું આપને આ સ્થાનમાં.
યોદ્ધા બન્યા છો તો પછી કાં યુદ્ધથી કાયર થતાં ?
તલવાર પકડી છે પછી કાં આમ હાથો કંપતાં ?
જો વીર છો ! તો મૃત્યુના ભણકારથી ભડકો છો કાં?
જો ધીર છો ! તો દુશ્મનોના નામથી ધડકો છો કાં ?
છે મરેઠાનો દેહ એના દેશને વેચાયલો,
જે પીઠ પાછી ફેરવે તે મરેઠો નહિ બાયલો.

શું તમે બધા મૂછાળા મર્દો બની કમરે તલવાર લટકાવી પોતાને આ રીતે બહાદુર કહેવડાવવા માગો છો? આટઆટલે દૂરથી પોતાનો

દેશ છોડી તમારી હદમાં તમારી સાથે ખુલ્લી છાતીએ લડવાની હિંમત જો એમનામાં છે, તો શું તમે શોભાના પૂતળાઓ છો? એમની તલવારનો જવાબ તલવારથી વાળવાની છચોક હિંમત શું તમારામાં નથી? એમની સાથે સ્હામે મુખે ટક્કર લેવાની તાકાત તમારા મજબૂત અને પોલાદી મરેઠી-કાંડામાં નથી? અરે! આવે વખતે રાંડીરાંડ ડોસીની માફક દુર્ગમાં ભરાઇ રહી સ્વાત્મરક્ષણ કરવાની કલ્પના સરખી પણ તમારા ભેજામાં કેમ સ્ફૂરે છે?

શુરવીરને આવી નમાલી સૂચના છાજે નહિ,
મહારાષ્ટ્રનો નરસિંહ કદી આ રીતે ગાજે નહિ.
જેણે પીધાં વીરાંગના જનની તણા પયપાન હો!
જેણે કીધાં આ જન્મભૂમિમાં સદા જલ-સ્નાન હો!
સ્વપ્નેય તેની ભાવનામાં શબ્દ ના પરતંત્ર હો!
મયદાનમાં મરવું હમેશા મરેઠાનો મંત્ર હો!

× × × ×

પ્રાણ પોતાનો ભલેને આ રહે કે ના રહે!
પુના અને પેશ્વાઇ આ કાયમ રહે કે ના રહે.
હર્ષ કે ઉત્કર્ષના આંસુ વહે કે ના વહે,
પણ હિન્દના ઇતિહાસમાં કાયર નહિ કોઇ કહે.
કાયમ જીવું ઇતિહાસમાં...છો! આ જગત્‌માંથી મરૂ,
આ પ્રાણની પરવા નથી પણ હો અખંડિત આબરૂ!

\+ * * +

મૂઆ પછી નિર્માલ્ય કહીને ના વગોવે નામ આ,
ભૂંસાય જીવન બાજિનું...ભૂંસાય એનું કામ ના.

ભીરૂ નહિ ભડવીર એ ઇતિહાસકાર મ્હને લખે,
ઉધ્ધત અવિચારી ભલે પણ બાવલો ચિતરે રખે !
અંદર રહો...એમાં તમારી અશક્તિનો ભર્મ છે,
અણુચિંતવ્યો હલ્લો કરો...એમાં તમારી શર્મ છે.
ગાફીલને ઘા મારવો નામર્દનું એ કર્મ છે,
સ્હામે મુખે સહારવો શત્રુ તમારો ધર્મ એ !

માટે આવી એબ લાગે એવી લૂટારૂ ચાલબાજીની રમત રમવી પડતી મૂકો, અને સાચા સિંહ સમાન ગર્જના કરી આ શિયાળવાઓને મહારાષ્ટ્રના જંગલોમાંથી હાંકી કાઢો."

" **ભાઉ ! ભાઉ** ! મરેઠી રાજ્યનો મજબૂત પાયો નાખનાર મહાન શિવાજીની આ રાજ્યનીતિ–આ ચાણક્ય–રીતિ ત્હને કલંકીત અને કાયર જણાય છે ? "

" બેશક. સૈન્ય અને સાધનની વિપુલતાના અભાવે એમને આ યુધ્ધનીતિ સ્વિકારી ઇતિહાસને પાને ભલે " ડુંગરના ઉંદર " નું ઉપનામ અકાવવું પડયું હોય, પણ આટઆટલી સંગીન તૈયારીઓ અને વિજયની પૂરતી ખાત્રી પછી હું એ કાયર લેખાંતી પુરાણી પ્રથા અખત્યાર કરવા મુદ્દલ તૈયાર નથી.

સમશેર એવી ફેરવો કે શત્રુઓ આફ્રીન કે',
હારો છતાં એને તમારી વીરતા એ યાદ રે'.
જીતાય તો જાહેરમાં જીતી વિજયમાળા વરો,
ને મરો તો પણ મરેઠાઓ વીરને મ્હોતે મરો.
કાયા ગઈ તો કંઈ નહિ...કીર્તિ ગઈ તો સૌ ગયું,
મૂઓ ભલો (તે) જીવ્યાથી જેનું નામ આ જીવતું રહ્યું.

* * * *

ગભરાવ ના ચાલો તમારે મોખરે આ વીર છે,
યુક્તિ તમે યોજો છતાંયે છેવટે તકદીર છે.
ને એમ છે તો કયમ પછી મયદાનમાં નહિ ઝૂકવું ?
શ્રધ્ધા નથી પરિણામમાં [ તો ] શાને ન માથુ મૂકવું ?
પાનું જીવનનું ભીરૂતાથી ભાઉને ભરવું નથી,
મરવું છે એક જ વાર કોઇને બે વખત મરવુ નથી.

માટે હું તો આ ચાલ્યો......જેની મ્હારી સાથે સ્હામી છાતીએ લડી વિજયમાળા વરવી હોય, અમરનામના કરવી હોય, તે મ્હારી પાછળ ચાલ્યા આવે......" એટલું કહી એ વીર પુરૂષ ઉધ્ધતાઈ અને અભિમાનમાં આંધળો બની પોતાના સૈન્ય સાથે દુરાનીને પોતાના હાથ બતાવવા ચાલતો થયો.

મરેઠી સત્તાના કમનસીબે આ વખતે રણકુશળ રાઘોબા જેવો કોઈ અનુભવી અને ઠરેલ સરદાર મરેઠાઓને માથે ન હોવાથી ભાઉને એના આ અવિચારી અને ઉદ્ધતપણાનુ અંત પર્યંત સંભારાય એવું કડવું ફળ મળ્યુ. હિન્દુ-સૈન્યમાં આમ મતભેદ પડવાથી, અને સદાશીવ ભાઉની આવી એક હથ્થુ સત્તાથી અપમાનિત અને માનભંગ થયેલા સુરજમલ આદિ અન્ય બળવાન રજપૂત સરદારો ક્રોધે ભરાઈ પોત-પોતાના સૈન્ય સાથે પેશ્વાનો સાથ છોડી ચાલ્યા ગયા. એક તો મરેઠાઓ લૂટારૂ હોઇ તેમના તરફથી તેમને વારંવાર શોષવું પડયું હતું-પડતું હતું, તેથી તેમની ઉપર તેમને એક તો ભાવ ઓછો જ હતો, તેમાં ભાઉ જેવો અવિચારી ઉપરી હોવાથી જે સ્વદેશાભિમાન અને જાતિ ધર્મના આવેશથી પ્રેરાઇને તેઓ મરેઠાની મદદે આવ્યા હતા, તે અભિમાન તેમનામાંથી જતું રહ્યું, અને પોતાના સામર્થ્ય ઉપર બેહદ

વિશ્વાસ અને ગુમાન રાખનાર સદાશીવરાવ એકલે હાથે મુસ્લીમ સત્તાના મૂળીઆં ભારતવર્ષની જમીનોમાંથી કેવી રીતે ખેંચી કાઢે છે, તે જોવા તેઓ તટસ્થ જઈ ઉભા. પાણીપતના મેદાનમાં આ પાંચમી વાર હિંદુ–મુસલમાનના મરેઠા–અફ્ઘાનના સૈન્યો સ્હામસ્હામા થયા.

અવિચારી ભાઉ અંતે કોઇનો વાર્યો ન વળ્યો. લાચારીએ પેશ્વાને પણ મહારાષ્ટ્રનું સૌભાગ્ય રક્ષવા એની પાછળ ખેંચાવુ પડયું. વિજય-માળા અને વિજયકીર્તિ વરવાની ધૂનમાં એ અંધ થઇ યાહોમ કરી એકદમ અફ્ઘાન સૈનિકો ઉપર તૂટી પડયો પરન્તુ ચતુર અહમદશાહ દુરાની એના જેવો ઉછાંછળો અને સાહસિક ન્હોતો. મરેઠાઓ બહાદૂર હોઈ પોતાના સૈન્યની સરખામણીમાં વધારે છે, એમ તે સારી રીતે જાણતો હતો. એ ચાલાક મુત્સદ્દીએ ભાઉનો આ અણચિંતવ્યો ધસારો અટકાવવાને બદલે પોતાના સૈન્યને હાથે રહીને ધીમે ધીમે લડતાં પાછળ હઠવાની સૂચના આપી. દુશ્મનોને પાછળ હઠતાં જોઇ સદાશીવરાવને બેવડું શૂર છૂટયું. પોતાનો વિજય એને નજર સમક્ષ તરવરવા લાગ્યો. શરૂઆતમાંજ ચાલાક દુરાનીએ એને વિજય–સ્વપ્નાઓ બતાવી બ્હેકાવી મૂકયો. કેવળ તલવાર જ ફેરવી જાણનાર એ અભિમાની સેનાપતિએ પોતાના આગળ વધતા સૈન્યને પૂર ઝડપથી આગળ ધસી દુશ્મનોની પૂઠ પકડવાનો હુકમ કર્યો. પરિણામ એ આવ્યું, કે વ્યવસ્થિત મરેઠી સૈન્ય ફાવે એમ છૂટું છવાયું થઇ જઇ પોતાનો દુર્ગ છોડી ઘણે દૂર નીકળી ગયું, અને ત્યાં જ એકાએક તક જોઇ અહમદશાહે પોતાના સુવ્યવસ્થિત સૈન્યને સામનો કરવાનો પડકાર કર્યો. અફ્ઘાનો વિફર્યા. મરેઠી સૈન્યની હરોલો તૂટી જવાથી તેમાં ભંગાણ પડયું. તેઓ ટપોટપ નીચે પડવા લાગ્યાં. અફ્ઘાનોની વ્યૂહ-રચનામાં તેઓ ચારે તરફથી ઘેરાઇ ગયા. પારકી ભૂમિમાં પરવશ બનેલા ભાઉને જ્યારે અનાજ અને આદમીનો ખજાનો ખૂટયો, ત્યારે જ ભાન આવ્યું. પોતાના

વિચાર વગરના ઉચ્છંખલ સાહસનો તેને હવે પારાવાર પસ્તાવો થવા લાગ્યો. પેશ્વા તથા રાજપૂતોની સલાહને તુચ્છાકારી હસી કાઢવા બદલની ભયંકર ભૂલ. તેને હવે પાછળથી સમજાઈ. પણ હવે શું? થનાર થઈ ચૂક્યું હતું. હવે એ થએલ ભૂલ કોઈ પણ પ્રકારે સુધારવાની તક ન્હોતી રહી. " મારવું કે મરવું. " એ બેમાંથી એક જ રસ્તો એને માટે હવે પસંદ કરવો બાકી રહ્યો હતો. છતાં એ બહાદુર યોધ્ધો આવે કટોકટીને વખતે પણ ન ડર્યો, ન ગભરાયો. આંખો મીંચી એણે કેસરીઆં કર્યાં. ઇતિહાસ અને અહમદશાહ એક વખત યાદ કરે એવો ભીષણ રણસંગ્રામ ખેલી એ સેંકડો જગ્યાએથી ઘાયલ થયો. એનો નીમકહલાલ મુસ્લીમ સરદાર ઈબ્રાહીમખાં ગારદી પણ પોતાનું તોપખાનું છોડી બહાદુરીથી રણમાં સૂતો. પેશ્વા બાલાજીરાવે તથા તેના પુત્ર વિશ્વાસરાવે પણ છેવટ યમુનાનો શ્રાપ સંભારતાં પોતાના છેલ્લા શ્વાસ આ યુધ્ધના મયદાનમાં છોડયા. અંતે બનનાર બની. ભાઉની પુરૂષાર્થની તલવાર અંતે વિધાત્રીના અમર લેખ છેદી શકવા વિજયવન્તી ન નિવડી! સતી યમુનાનો શ્રાપ આખરે સાચો પડયો.

ભૂખમરાથી પીડાતા દુર્બળ અને શ્રમિત મરેઠાઓ સરદારની ગેરહાજરીમાં તાજા અફઘાનો સ્હામે વધુ વખત ટક્કર ઝીલી શક્યા નહિ. ગાયકવાડ અને હોલ્કર રણભૂમિ છોડી જીવ બચાવવા ન્હાસી ગયા, જ્યારે સિંધીઆ શાહના હાથમાં જીવતો કેદ પકડાયો. એની નિર્દયપણે કત્લ કરવામાં આવી. આશરે બે લાખ મરેઠાઓએ પોતાના ધગધગતા આશાભર્યાં લોહીથી આ રૂધીર તરસી ભૂમિની રાક્ષસી તૃષા છીપાવી છેવટનો અચળ આરામ લીધો. બાકી રહ્યો એક સેંકડો જગ્યાએ ઘવાયલો અવિચારી છતાં સાહસિક શુરવીર અને પોતાના ઉધ્ધતપણાનું યોગ્ય ઇનામ પામી ચૂકેલો સદશીવરાવ ભાઉ! અને એ આશાભર્યું જીગર

ભાગ્યદેવીનું પલ્લું ઢળતું જોઈ વખત વિચારી નિશ્વાસ નાખી પોતાના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત કરવા ઘોડા ઉપર બેસી ન્હાસી ગયું.

અને અહમદશાહ દુરાની! હજારો શુરવીર સિપાઇઓને ભોગે એ જીત્યો ખરો, પરંતુ આ યુધ્ધ ને આ વિજય એને એવા તો આબાદ યાદગાર રહી ગયા, કે એ અહીં એક પળ પણ ન થોભતાં પોતાને વતન પાછો ફર્યો. એ ગયો તે ગયો, પાછું ફરી કોઈ દિવસ જીંદગીમાં હિન્દુસ્તાન તરફ એણે ઝાંખીને જોયું સુધ્ધાં નહિ. હિંદમાં હિંદુ રાજ્ય સ્થાપવાની પેશ્વાની અભિલાષા જેમ એના છેલ્લા શ્વાસ સાથેજ ઉડી ગઇ હતી, તેમ એનીય મુસ્લીમ-પતાકા ફરકાવવાની આશા ઉપર આ એક જ યુધ્ધે પાણી ફરી વળ્યા હતા. આખા મહારાષ્ટ્રમાં ઘેરઘેર આજ રડારોળ થઈ રહી. મહારાજ શિવાજીની પૂણ્યભૂમિ ઉપર આજ આંસુના ટપટપ ટીપાં નહિ પરંતુ ધોધ ઉછળ્યાં-મહાસાગર ફરી વળ્યાં.

જ્યારે આપણી કથાનો નાયક સદાશીવરાવ આંખ મીંચીને ન્હસાય ત્યાં ન્હાસતો જંગલના ઝાડ-ઝાડીઓમાં થઇને અંધારામાં આગળ વધી રહ્યો હતો. એના દીલમાં હજુ એ પડી ભાંગેલી મરેઠી-ઇમારતના પત્થરો પાછા ભેગા કરી તે નવી ચણવાના વિચારો ઘોળાતા હતા. એવામાં એનો ઘવાયલો અશ્વ એક શિલાની ઠોકર વાગવાથી ઉછળ્યો અને લથડયો. ઠોકર વાગતાં જ એ બેભાન બની નીચે જમીન ઉપર પટકાઇ પડયો. ત્યાં એની પાસે એ ભયાનક અંધારામાં "હા...... હા......હા......હા......હા......" એવું નિર્દય અટ્ટહાસ્ય કરતી એક ભયંકર પિશાચીની જેવી સ્ત્રી-મૂર્તિ દોડી આવી.

એને ઓળખી ? એ દિવાની કોણ ?



પુષ્પ: ૮

## " છેલ્લા આંસુ. "



"રડતાને હસનાર એ કોણ છે વારૂ ?" જાગ્રતિમાં આવતાં જ લોહીલોહાણ **ભાઉએ** પડયાં પડયાં પાસુ બદલી એ હસનાર તરફ નજર નાખી નિશ્વાસ મૂકયો.

એ એક જીવતી-જાગતી સ્ત્રી હતી. એના માથાના છૂટા વાળ ધૂળથી ભરેલાં હોઈ આગળ પાછળ ફાવે એમ ફરફરી રહ્યા હતા. એના મોઢાનો દેખાવ જેટલો સુંદર તેટલો જ બિહામણો હતો. એની ક્ષણે ક્ષણે ઉઘડતી અને દેવાતી આંખો કોઇ વાર હસતી તો કોઇ વાર આંસુ વેરતી. એના શરીર ઉપર મોંઘા છતાં મેલાંઘેલાં અને ફાટાં-તૂટાં ચીંથરેહાલ વસ્ત્રો હતા. એ બોલવા માંડતી તો બોલ્યા જ કરતી, રડવા માંડતી તો રડયા જ કરતી, હસવા માંડતી તો હસ્યા જ કરતી. એની પાસે એક ચિતા અખંડ પ્રજળતી, હતી, જેમાં એ જંગલમાંથી લાકડા વીણી લાવી લાવી નાખ્યા જ કરતી. ઘડીમાં માથાના વાળ તોડતી, ઘડીમાં ઝનૂની આંખે વસ્ત્ર ફાડતી, ઘડીમાં શરીરને બચકાં ભરતી, તો ઘડીમાં ઝનૂની આંખે સિંહણ સમી ગર્જના કરતી. આમ છતાં એ દિવાની ન્હોતી, તેમ ડાહી પણ ન્હોતી.

**ભાઉને** જોતાં જ એ બધાં ચ્હેનચાળાં ભૂલી ગઈ. મોઢાના ભાવ ફેરવી એ ખડખડાટ હસતી દિવાની ( આપણે એને દિવાનીને

નામે સંબોધીશું. ભાઉ તરફ જોઇ દાંત પીસી વક્ર ભ્રકુટીએ ગર્જી: " કમનસીબ માનવ! પ્હેલાં તું કહે, કે તું કોણ છે?"

" હું મરેઠી સૈન્યનો સેનાપતિ... પેશ્વા બાલાજીરાવનો જમણો હાથ સદાશીવરાવ ભાઉ...... "

" શું?" એ દિવાની સ્ત્રી ચમકીને બે ડગલાં દૂર હઠી ગઇ. ફરીથી નેત્રો ફાડી તેને નિર્ખતાં એ બોલી: " તું......... સદાશીવ ભાઉ......... અહીં?"

" હા. બ્હેન! અહમદ દુરાનીએ મરેઠી સત્તાનો મદ ઉતારી નાખી મહારાષ્ટ્રની સ્વાધિનતાનો નાશ કર્યો છે. પેશ્વા તથા તેનો પુત્ર રણમાં પડયાં છે. અને હું આ ઘવાયલી હાલતમાં......... "

" જીવ બચાવવા ન્હાસી આવ્યો છે. શાબાશ! સેનાપતિ સાહેબ! તમારી બહાદુરી અને વીરતાના જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે, નહિ વારૂ?"

" બ્હેન! દાઝયા ઉપર ડામ દેવાનો આ વખત નથી. મ્હારી ઉચ્ચતાભિમાનનું યોગ્ય ફળ મ્હને મળી ચૂકયું છે. મરેઠી સત્તાનો વિજય-ધ્વજ મહારાષ્ટ્રને મિનારે (કાંગરે) ફરી ફરકાવવાની આશાએ જ હું પીઠ ફેરવી પલાયન કરી આવ્યો છું. માટે મ્હને મદદ કર. જો તું હિન્દુ હોય...... હિન્દુ ધર્મ અને હિન્દુ કોમના ઉદ્ધારને માટે ત્હારા હૃદયમાં ધગશ હોય, તો મ્હારી દયા ખા, હું ત્હારો ઉપકાર નહિ ભૂલું. મ્હને જરા પા...ણી...પા,...મ્હારો...કં...ઠ...સૂ...કાય...છે."

" હું! પાણી પાઉં? ઉપકાર કરૂં? જીવાડું? મદદ કરૂં? અને તે કોને? ત્હને! એક ઉધ્ધત અને અભિમાની સરદારને...... "

" તું સ્ત્રી થઇને મ્હારા જેવા દુઃખીની આમ મશ્કરી કરે છે?

આવી વખતે મ્હને તિરસ્કારે છે ? ત્હારા નાજૂક દીલમાં દયાનો અંશ સરખો પણ નથી ?"

"એ સવાલ પ્હેલાં ત્હારા અંતરાત્માને જ પૂછી જો. પછી કહે કે શો જવાબ મળે છે ? સ્ત્રીઓનું સન્માન ત્હેં કેવુંક સાચવ્યું છે વારૂ ? સ્ત્રીઓની આબરૂ ત્હેં કેવીક રક્ષી છે વારૂ ? દયા અને હયાના બદલાની આશા રાખનાર બહાદુર સરદાર ! ત્હેં ત્હારા સિકંદરી સમયમાં એનો કેટલોક ઉપયોગ કીધો છે વારૂ ?"

"એટલે ! એટલે તું કોણ છે ? શું કહેવા માગે છે ?"

"હું ત્હારો કાળ છું, અને ત્હારૂં લોહી પીવા માગું છું. સદાશીવરાવ! આજથી સત્તર વર્ષ ઉપરની વાત યાદ કર. ભર્યા દરબારમાં ત્હેં એક સતીના સતીત્વ અને સન્માનને ઠોકરે માર્યું હતું, એ સાંભરે છે, કે ભૂલી ગયો ?"

વર્ષો પ્હેલાંનો એ ભૂત કાળનો–બ્રાહ્મણ–કન્યાના શ્રાપનો પ્રસંગ ભાઉના સ્મરણપટ ઉપરથી સાવ ભૂંસાઈ ગયો હતો. એણે આંખો ખેંચી ખેંચી એ અજાણી અબળાને ઓળખવા પ્રયત્ન કર્યો, પરન્તુ ઓળખી શક્યો નહિ. બે હાથના ટેકા જમીન ઉપર દઈ એ અડધો બેઠો થયો, શોષ પડતાં કંઠે ધીમે અવાજે અને ભીની આંખે બોલ્યો: "મ્હને તો કંઇ નથી સાંભરતું. જો કે ત્હારો ચ્હેરો જોયેલો હોય, અવાજ આગળ કોઇ વેળા સાંભળેલો હોય, એમ પરિચિત જણાય છે, છતાં હું ત્હને નથી ઓળખી શકતો, ત્હારા હૃદયમાં છૂપા-યલો ભેદી ઇતિહાસ નથી સમજી શકતો. તેમ છતાં પણ એ બધાં ભૂતકાળના સંભારણા સંભારાવવાનો આ સમય નથી. મ્હારો કંઠ સૂકાય

છે...... જીવ ગભરાય છે...... મન મૂઝાય છે...... પ્હેલાં પાણી પા...... પછી........."

"નથી સાંભરતું તો સંભાર, યાદ કર. નથી ઓળખતો તો ઓળખ... જો...... સરદાર મહારાવની પુત્રી... વીર યશવંતની અભાગીની વિધવા...... અને મહારાષ્ટ્રીય સત્તાને શ્રાપ દેનાર નિષ્કલંકીન એવી આ બ્રાહ્મણકન્યા યમુના...... ત્હારી સ્હામે ઉભી છે. મ્હને ધર્મભ્રષ્ઠ જાતિભ્રષ્ટ અને કલંકીની કહી તુચ્છકારનાર, ભરી સભામાં મ્હારા સતીત્વની ઠેકડી કરનાર અને મ્હને નિરાધારને પતિઘાતીની ઠરાવી વ્હાલા વતનમાંથી હદપાર કરાવનાર ઓ અભિમાની અને અવિચારી સેનાપતિ ! સાંભરે છે, હવે ત્હને આ સતીનો શ્રાપ !...... "

"કો...કોણ ? તું ! યમુના ! હજુ......જીવે છે ?" ભાઉ ફાટેલે ડોળે એની તરફ એકી ટસે જોઇ રહ્યો.

"હા..... જીવું છું. મ્હારા શ્રાપની સત્યતા પૂરવાર કરી બતાવવા, એનું અંતિમ પરિણામ આ આંખોએ નિહાળવા, અને ત્હારા પશ્ચાત્તાપના **છેલ્લા આંસુ** ઉપર ખડખડાટ હસવાને માટે ( જેમ ભાઉ એના આંસુ ઉપર હસ્યો હતો ) જીવું છુ. સદાશીવરાવ ! આજ મ્હારા શ્રાપની મુદ્દત પૂરી થઇ છે. હવે હું મ્હારા સ્વામીની પૂઠે સુખેથી સહગમન કરીશ. હા......હા......હા......હા...... હા......" એ દિવાનીની માફક ખડખડાટ હસી પડી દોડી જવા લાગી.

"ઉભી રહે, યમુના ! સતી ! પવિત્ર દેવબાળા ! આ કમનસીબ **ભાઉ**ની એક છેલ્લી વાત કાને નાખતી જા." એ સાહસિક અને શૂરો યોદ્ધો દડ દડ આંસુ સારતી આંખે ગળગળે સાદે બોલ્યો: "મ્હને મ્હારા જીવનની હવે લેશ માત્ર દરકાર નથી, પરંતુ મરેઠી સત્તાના

નામનિશાન ન ભૂંસાય એજ મ્હારી છેલ્લી ઇચ્છા છે. માટે મરતાં મરતાં—જતાં જતાં પણ જરા પાણી.............." એ જમીન ઉપર ગબડી પડ્યો.

" ત્હારા ભાગ્યમાં એ નથી લખાયું. મ્હારા શ્રાપની અવધ પૂરી થઈ છે. મરાઠી રિયાસતનું નામ અમર રહેશે, ત્હારા દીલની ઇચ્છા અવશ્ય પુરી થશે. જા......" એ આગળ વધી.

" ત્યારે શું આ શુરવીર **ભાઉ** પાણીના બે ટીપાં વિના તરફડી તરફડી એક અટૂલ રાનમાં કંગાલ હાલતે પોતાના છેલ્લા શ્વાસ છોડશે ?......" એ માંડમાંડ બોલ્યો.

**યમુના** પાછી ફરી એના હાથમાં પાણીનું તુબીપાત્ર હતું. **ભાઉ**ની થરડાતી આંખ એની તરફ તાકી રહી. એ તુટતે આશાવન્તે સાદે બોલ્યોઃ " **યમુના** ! બ્હેન ! મ્હને માફ કર... ક્ષમા કર... પા......ણી........."

" ભાઉ ! જગતૂનિયંતાનો એ કાયદો છે, કે.........

**અમીરો જે અમીરીમાં દિલાવર દિલ નથી કરતા,**
**બધે ધનની ખુમારીમાં બની મસ્તાન જે ફરતા.**
**જીવન સત્તાબળે સત્તાધીશો જે રંકના હરતા,**
**ગરીબો જેમની ગાળે બિચારા આંસુઓ ભરતા.**
**નરાધમ જે બની મ્હોટા ન ન્હાનાની ફિકર રાખે,**
**કરેલા કર્મનો બદલો જુઓ તે આ રીતે ચાખે.**

જે આગળ વિચાર નથી કરતા, તેને પછી પાછળ આમ પોષ પોષ આંસુઓ પાડી પસ્તાવું પડે છે.

જે રંકના પ્રસ્વેદ પર પોઢે સદા આરામથી,
ને તે છતાં સૂગાય છે એ ગરીબોના નામથી.
કીર્તિ અને લક્ષ્મી રળી એ ગરીબોના કામથી,
શરમાય છે શ્રીમાન જે કંગાલ એના ધામથી.
ઉચે ચઢે છે શેઠીઆ જે એમના ઉત્કર્ષથી,
જે અમીરો અભડાય છે એના શરીરી–સ્પર્શથી!
આખર બની બેહાલ એ પ્યાલાં પીએ છે વિષના,
મૂકે નહિ નિશ્વાસ ને એ આંસુઓ મુફલીસના.

સદાશીવરાવ! જ્યારે સત્તા અને શ્રીમંતાઇનો સૂર્ય ત્હારે માથે સોળે કળાથી તપતો હતો, ત્યારે ત્હેં પણ ત્હારાથી ન્હાનેરાં તરફ એનો પ્રભાવ બતાવવામાં પાછું વાળીને નથી જોયું. હવે કહો......

મહારાષ્ટ્રના સરદાર (ની) એ મગરૂર સત્તા કયાં ગઈ?
મ્હોટાઈની મિથ્યાભિમાની એ મહત્તા કયાં ગઈ?
વનરાજ જેવી વીરતાની ગર્જના એ કયાં ગઈ?
સમશીર આજે એ સદાશીવ ભાઉ ત્હારી કયાં ગઈ?
સત્તા અને શક્તિ વડે આંસુ નીચોવ્યાં જેટલાં,
સંભારી એ! આજે અહીં આંસુ નીચોવો એટલાં.
અંતઃકરણથી આંસુના એ...બિન્દુઓ જો નામશો,
પાવન થશો એ પાપ ધોઈ તો જ શાન્તિ પામશો.

સદાશીવરાવ! યાદ કર! એ ભર્યા દરબારમાં મ્હારા નિર્દોષ વર્તન અને પતિવ્રત ઉપર આક્ષેપ ન કરવા માટે મ્હેં ત્હને કેટલા કાલાવાલા કર્યા હતા? કેવાં કરૂણાજનક સ્વરે ત્હારી પાસે દયા અને ઇન્સાફની ભિક્ષા માગી હતી? અને એના બદલામાં ત્હેં આ હતાશ અને ભગ્ન હૈયાને કેવાં હ્રદયસ્પર્શી કઠોર ને કાતીલ શબ્દપ્રહારો કીધા

હતા ? જે પવિત્ર આંખોએ ત્હારૂં પત્થર જેવું નિર્દય હૃદય પીગળાવવા આંસુના અખંડ લોહી વહેવડાવ્યાં હતાં, જે હીણાયલા હૈયાએ મહારાષ્ટ્રના યશગૌરવને નિષ્કલંકીત રાખવા પિતા અને પતિના પ્રાણ પ્રિય માતૃભૂમિને સમર્પણ કર્યા હતા, એ આંખોને વિકારી અને કલંકીત કહી અપરાધી ગણતાં, એ ન્યાયી માગણી નામંજૂર કરતાં, નાજુક હૃદયની નાજુક લાગણીઓને નિષ્ઠૂરપણે કચડી નાખતાં, એ ઘાયલના ઘાને રૂઝવવાને બદલે એમાં અપમાન–આક્ષેપ અને કલંકના મીઠાના ખારાં ઝેર જેવાં પાણી છાંટતાં ત્હારૂં રૂવાડું સરખું પણ ધ્રુજ્યું હતું ? નહિ જ...... તો પછી જેવું કર્યું છે, તેવું જ ભોગવ.

જીવન ભર્યું હુંધારથી... કયાંથી જમે ત્યાં નીકળે ?
વાવ્યા વિના વેલી તમારા ભાગ્યની કયાંથી ફળે ?
ઢોળ્યું નથી ટીપું તમે કયાંથી તમારા પર ઢળે ?
કિસ્મતની ગાગર પૂણ્યના કાણા વિના કયાંથી ગળે ?
આંસુ પડાવે અન્યને એને જુઓ આંસુ મળે,
બાળે બીજાના દીલ તેના દીલ જો આવાં બળે.

માટે **ભાઉ** ! ત્હારા **છેલ્લા આંસુથી** પેશ્વાઈની આ પડી ભાંગેલી ઇમારતના પત્થરો ભીના કરી જતા પહેલાં છેલ્લો શ્વાસ છોડતાં પહેલાં, આ અનુભવી શબ્દોનો અર્થ જગતના અન્ય સંપત્તિ અને સત્તાના ગુમાનીઓને સમજાવતો જા, કે.........

આંસુ લૂછો જો કોઇના ( તો ) કોઈ તમારા લૂછશે,
જો તમે પૂછો ભાવ તો કોઈ તમારો પૂછશે.
જો દિલ દયાળુ રાખશો તો દયા દેવ બતાવશે,
ને સિતમગર બનશો તો ઇશ્વર એક દિન સતાવશે.

* * * *

નાગાને વસ્ત્રે ઢાંકશો તરસ્યાને પાણી નાખશો,
ભૂખ્યાને કટકો આપશો તો તમે કટકો ચાખશો.

દુઃખી અનાથ અશક્તના રોવા ઉપર હસતા નહિ,
ને કૂતરા માફક કદી કંગાલ પર ભસતા નહિ.

કો રંક દ્વારે કરગરે તો હાથ બે ઘસતા નહિ,
ક્રોધે ભરાઈ બાપડાને મારવા ધસતા નહિ.

આ જર જમીન તેમજ જીવનની જહાંગીરી કોની રહી ?
એ કોઈની પણ થઈ નહિ ને કોઇ સાથે ગઇ નહિ.

આહ ! તું તો શું ? ત્હારાથીય ચઢે એવાં ચતુર અને ચાલાક પૂતળાંઓ પણ આ જગતની રંગભૂમિ ઉપર નાચ–નાચીને છેવટ ચાલતા થઈ ગયા.

કૈં માનવંતા મસ્તકો નિજ માન અહીં મૂકી ગયા,
ઝૂકાવનારા લાખ પણ આ જગતને ઝૂકી ગયા.

એ જનારા ચાલ્યા ગયા પણ શબ્દ આ કે'તા ગયા,
વેઠી અનૂભવ આકરા એ શીખ આ દેતા ગયા.

કે જીંદગીમાં કોઇએ હુંપદ કદી કરવું નહિ,
અવિચારી થઇને આંધળું પગલું કદી ભરવું નહિ.

× × × ×

ઉધ્ધત ન જે અભિમાન રૂપી ઉંઘમાંથી જાગશે,
એ આંધળાને જીંદગીમાં એક ઠોકર વાગશે.

લોહી નીકળશે લાલ ત્યારે આંખ આ બે ખૂલશે,
આંખો મીંચાશે ને પછી એ ભૂલ કરવી ભૂલશે.

લાચાર થઈ અંતે કદમ આ લોકથી ઉઠાવશે,
અંજામ આખર એ અભાગી જીવનો આ આવશે.

**જાગે ત્યારે ફેરવે...માનવ જીવન–પાસું,**
**વાગે ત્યારે સેરવે...આંખે છેલ્લા–આંસુ.**

હા.....હા.....હા.....હા...... અને ભાઉ! ત્હારો એ, અનુભવ ભારતવર્ષના ઇતિહાસમા અમર અને યાદગાર રહેશે."

" દ...યા...દયા......યમુના......પા ..ણી......"

" દયા...પાણી ! ધર્મ કહે છે, શાસ્ત્ર કહે છે, કે ત્હને પાણી પાવું, પરન્તુ દીલ મના કરે છે. કુદરત અને કિસ્મત બંને ત્હારી વિરૂધ્ધમાં પડેલા છે. અને કેમ ન હોય? ભૂલની શિક્ષા ન થાય, તો પછી મનુષ્ય દૈવી શક્તિમાં માને જ શાનો? સદાશીવરાવ!

'પાણી પીવા તલસે છ પણ પાયુ નથી ત્હેં કોઇને,
તો ભાગ્યદેવી પાય ત્હારી કે' ત્હને શુ જોઇને'
દ:ખી દીલો તુજ પાસથી પાછા કર્યા'તા રોઇને,
નિર્મળ બનો આજે- હવે નિશ્વાસ એના ધોઇને.
જે દાદ દે તેની જ ઇશ્વિર સાંભળે છે દાદને,
કીધા પ્રમાણે પામશો હમ્મેશ રાખો યાદ એ!

ભાઉસાહેબ! દયાના જળ તમે દરબારમાં ઢોળ્યા હતા ખરા, પરંતુ તે આ ભાગ્યહીન ભિખારણની તૃષા છીપાવવા નહિ, પરંતુ ખાલી બતાવવા, મશ્કરી કરવા, તેને વધુ સતાવવા. અને એ જ પ્રેમાણે હુંય આજે દયાના જળ તમારી નજર મ્હામે ઢોળી બતાવું છું, ઢોળતી જાઉ છું. જુઓ......"

ઢોળું છું પિવાય તો પી જોજ્યે આ પાણી,
જીવો તો સંભારજો... અમર અમારી વાણી.

એણે પાણીનું ભરેલું એ તુંબીપાત્ર એના દેખતાં એ ધૂળવાળી જમીન ઉપર ઉંધુ વાળી એમાંનુ પાણી ઉંચેથી નીચે ઢોળી દીધુ. બીજી જ પળે એ દિવાની સળગતી ચિતા તરફ દોડી ગઇ. "હા...હા...હા... ભાઉ! હવે હું જાઉ છું... તુંય પવિત્ર થઇ ઉપર આવી રહેજે." એટલું કહેતાં એણે છેલ્લી નજર નીચે પડી તરફડતા એ મહારાષ્ટ્રના

વીર સરદાર ઉપર નાખી. દરમ્યાન મૃત્યુના છેલ્લા ડચકાં લેતો ભાઉ આશાભર્યે હૈયે અને ભીની આંખે એ ધૂળના ઢગલામાં સડસડાટ શોષાઈ જતા પાણીના બિન્દુઓથી પોતાના શુષ્ક હોઠો પલાળવા છોલાતી દેહે ઘસડાયો. ઉડી ગએલાં અમીવાળી જીભ ભીની કરવા એણે એ ભીંજાયલી મટોડીમાં લગાડી. પણ ખલ્લાસ. એ કોરી ધૂલિએ પાણીના અમૃત સમા મધુર સત્વનું છેલ્લું બિન્દુ પણ ચૂસી લીધું હતું–શોષી લીધું હતું. એના ડોળા ઉંચે ચઢી ગયા. એ મલિન બનેલે મોઢે નિશ્ચેતન બની ત્યાં જ ચત્તોપાટ થઇ પડયો. એની ઉઘાડી આંખોની ભીની કીકીઓ એ બેરહમ બાળા તરફ જોતી એમની એમ ઠરી ગઈ. કાનોએ એક છેવટનો અટ્ટાહાસ્ય સાંભળ્યો. " હા...હા...હા...હા..." બીજી જ પળે એ સતી યમુના એના સ્વ. પતિની પ્રજળતી ચિતામાં કૂદી પડી ભસ્મ થઈ ગઈ.

અને ભાઉ! એના શરીરમાં શક્તિ કે લોહીનું ટીપું હવે ન્હોતું રહ્યું. એની નેત્ર કીકીઓ ઉપર કેવળ બે છેલ્લા આંસુ તરવરી આવ્યાં. અને એને પણ જમીન ઉપર પડતાં પહેલાં જ એના હોઠોએ ચાટી લીધાં. એ તરફડતા ને તૂટતા સ્વરે બોલ્યો: " પ્રભુ! પેશ્વા...ઈનિં...નામ...રા...ખે..." એના હોઠો બીડાઇ ગયા. નહિ જેવું ચેતન એના જમણા હાથમાં હતું. એનો પ્રાણ હારની નામોશીમાંથી કેમે કર્યો ન્હોતો છૂટતો. ધુળમાં આંગળી વડે એણે છેલ્લા શબ્દો લખ્યા:

" અંધ બની અભિમાનમાં છલકાશો ના કોઈ.
દુ:ખ દુ:ખીના દેખીને મલકાશો મા કોઈ.
આંખ તમારી ખોલજો...ઉધ્વસ્ત થતા અગાઉ,
છેલ્લા આંસુ વેરતાં...લખે સદાશીવ ભાઉ."

એનો હાથ એમનો એમ રહી ગયો. પાસુ ઢળી પડયું. આંખો ઉઘાડી જ રહી ગઈ. એનો ટમટમતો જીવન–દીપક બૂઝાઇ ગયો. બ...સ.

**ફૂલને ખીલતાં વાર પણ ખરતાં શી વાર?**

# ઉપસંહાર અથવા **આંસુનો અભિષેક.**




સ. ૧૭૬૧ ના **પાણીપતના** આ યાદગાર યુધ્ધમાં બે લાખ મરેઠાઓ કપાઈ મૂઆ. **શાહુ** અપુત્ર મુઓ. **રામરાજાએ** પણ ઈ. સ. ૧૭૭૮ માં આ ફાની દુનિયાનો નિઃસંતાન રહી ત્યાગ કર્યો. **ભોંસલે** કુળના **શાહુ** નામે એક છોકરાને આ પછી દત્તક લેવામાં આવ્યો, જે ઇતિહાસમાં **શાહુ** બીજાને નામે ઓળખાયો. એણે પેશ્વાથી છૂપી રીતે સ્વતંત્ર થવાને પ્રયત્ન કર્યો, અને તેથી પેશ્વાએ એને તથા એના બને પુત્રોને કેદ કર્યા. **શાહુએ** કારાગૃહમાં જ પોતાનો પ્રાણ છોડયો.

પેશ્વા **બાલાજીરાવના** મૃત્યુ પછી તમામ સરદારો સ્વતંત્ર થઈ માંહોમાંહે જ પેશ્વાઈ સત્તા હાથ કરવાને માટે આથડયા. પેશ્વા **માધવરાવ** કે જેની ઉપર મૃતપાયઃ મરેઠી સત્તાના પુનર્જીવનની આશાના કંઇક તાર લપેટાતા હતા, તે પણ ભરયુવાનીમાં એકાએક કાળનો મહેમાન થયો. પછી **નારાયણરાવ**, **રાઘોબા**, **મહાદજી** વિગેરે એક પછી એક અનુકમે એ ભાંગીતૂટી ઇમારત ઉપર પોતપોતાના ભાગ્યની તલવારો બુઠ્ઠી કરી—આંસુના અભિષેક કરી—આવ્યા હતા એમ ચાલતા થઇ ગયા. **હોલ્કરની** બાળવિધવા **અહલ્યાબાઇએ** **તુકોજી** નામના એક બાળકને દત્તક લઇ ઈંદોરની રાજ્યલગામ પોતાના હાથમાં લીધી. આ વીરાંગના **ભારતવર્ષના** ઈતિહાસના પાના કંઈ નવીન રંગે રંગતે, પરંતુ એટલામાં એનું પણ આવી બન્યું.

બસ. આ પછી મરેઠી રાજ્યની દિન પર દિન પડતી અને અધોગતિ થતી અટકાવનાર, અને એ નિશ્ચેતન સત્તામાં ફરી પાછાં નવચેતન ફેલાવી નવજીવન આણવા પોતાના શક્તિ બુધ્ધિ અને શરીરના ન ભૂલાય એવાં અમૂલા ભોગ અર્પનાર કોઇ વીર યોધ્ધો પાકયો હોય, તો તે **નાના** ફડનવીસ. એણે કરમાયલી વીરત્વના વેલીને ઉત્સાહ અને શૌર્યના મધુર જળ સીંચ્યા. સૂકાયલા પેશ્વાઈ છોડને એણે નવપલ્લવિત કરી પાછો વીરતાની પરિમલે નીતરતો અને પમરતો કરી દીધો. પરંતુ બળવાન **મહાદજી** સિંધીયાની આંખમાં એની વધતી જતી સત્તાએ તેલ રેડાયુ. એણે એની મહા પ્રયાસે પુનઃ સજીવન કીધેલી પેશ્વાઇ-વેલીની કુમળી કુંપળો તોડાય એટલી તોડી નાખવામાંજ પોતાના બાહુ-બળ-બુધ્ધિબળ અને સૈન્યબળની સાર્થકતા માની. અને આ એક જ આકાશમાં રમતાં બંને સૂર્ય-ચન્દ્રોનુ તેજ હરિફાઇમાં ને હરિફાઇમાં ઝાંખુ પડી ગયુ. આખર ઈ. સ. ૧૮૦૦ માં **નાનાને** મરેઠાવીરોએ અશ્રુની છેલ્લી અંજલી અર્પી. મરેઠીસત્તાનો સૂર્યોદય જોવા મથનાર એ છેલ્લા વીરપુરૂષની રાખોડી ઉપર એક પણ વીર મરેઠો **આંસુનો-અભિષેક** કરવો ન ચૂકયો.

ઈ. સ. ૧૮૦૪ માં લોર્ડ વેલેસ્લીએ **સહાયકારી સૈન્યની** યોજનાનો અમલ કરી **સિંધીઆ**-હોલ્કર-ગાયકવાડ-**ભોંસલે** અને **નિઝામ** એ તમામને ગુલામ બનાવ્યા. અને જ્યારે ઈ. સ. ૧૮૧૮માં અંગ્રેજ સરકારે પેશ્વાનું રાજ્ય જીતી લીધું, ત્યારે **સતારાની** ગાદીએ **શાહુ**ના દીકરા **બાલાસાહેબ** ઉર્ફે **પ્રતાપસિંગને** બેસાડી તેને વાર્ષિક પંદરલાખની ઉપજનો મુલક સ્વાધીન કર્યો; પરંતુ ઈ. સ. ૧૮૩૭માં તેની ઉપર ફિતુરનું ( Revolution ) તહોમત આવ્યાથી તેને ગાદી-

એથી પદભ્રષ્ટ કરી તેના ભાઇ **આપાસાહેબ**ને બેસાડયો ઇ. સ. ૧૮૪૮-માં એ અપુત્ર મરણ પામ્યાથી ઈ. સ. ૧૮૪૯માં એ રાજ્ય ન્યાયી અંગ્રેજ સરકારે ખાલસા કરી પોતાના મુલકો સાથે જોડી દીધું. જ્યારે બીજી બાજુ ઇ. સ. **૧૮૧૮**માં હારીને કેદ પકડાયલા પેશ્વા **બાજી**રાવને રૂપીઆ આઠ લાખનું વર્ષાસન બાંધી આપી **બિઠુર**ના કિલ્લામાં રાખવામાં આવ્યો. પરંતુ ઇ. સ ૧૮૫૩ માં તે પણ મરણ પામ્યો. તેનો દત્તપુત્ર **ધોંડુપંત** કે જે ઇતિહાસમાં **નાનાસાહેબ**ને નામે મશહૂર છે. તે પોતાના બાપને મળતું આઠ લાખનું વર્ષાસન બંધ થવાથી ઇ. સ. **૧**૮૫૭ ના ઇતિહાસ-પ્રસિદ્ધ બળવામાં આગેવાન થઇ માર્યો ગયો. તેની એકની એક વીર પુત્રી **મૈ**નાને અંગ્રેજોએ **ફ્રા**ન્સની એ વીર કુમારિકા **જોન ઓફ આર્ક**ની માફક જીવતી બાળી મૂકી. (બની શકશે તો આ પુસ્તક થોડા વખતમાં બહાર પાડવામાં આવશે.)

આ રીતે સતી યમુનાનો શ્રાપ અંતે અક્ષરેઅક્ષર સાચો પડયો. ૧૮૫ વરસમાં મહારાજા **શિવાજી**એ ચણેલી એ મહાન અને મજબૂત ઇમારતની કાંકરીએ કાંકરી ખરી પડી- માટીમાં મળી ગઇ. છતાં એના નામનિશાન હજુ એવાને એવા કાયમ છે. એ મહાપુરૂષની મહાન ઇમારતના યશસ્વી સંભારણામાં બે પથરો-બે શાખાઓ અત્યારે હયાત છે. એક કોલ્હાપુર અને બીજી વડોદરા ! ( ગાયકવાડ )

હિન્દના હિન્દુઓ પોતાના વીર વડવાઓનો આ યશસ્વી ઇતિહાસ હમેશ યાદ રાખે ! અને એ ઉપર અંતરના **આંસુઓનો અભિષેક** કરતા રહે !

*** આપણી ગુલામીનું ભાન હવે આપણને કયારે થશે ? ***

## સમાપ્ત

